ઉપાધ્યાય શ્રી પદ્મવિજયજી વિરચિત

# સંવેગમાળા

## અર્થ સહિત

જૈન બંધુઓને-શ્રાવક શ્રાવિકાઓને અત્યંત ઉપયોગી
તેમજ હિતકારી જાણીને શ્રી ભાવનગર નિવાસી
એક ગૃહસ્થની આર્થિક સહાયતાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર
**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.**
ભાવનગર

વીર સંવત્ ૨૪૬૨ ] [ વિક્રમ સંવત્

નકલ ૭૦૦૦

**કિંમત માત્ર બે આના**

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ દાણાપીઠ-ભાવનગર

## ખાસ સૂચના



જૈનધર્મની તમામ પ્રકારની છપાયેલી બુકો ને પ્રતો અનેક સ્થળની એક સ્થળે મળવાનુ સાધન શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર જ છે મગાવનારને વ્યાજબી કિંમતે તરતજ મોકલનામા આવે છે મગાવીને ખાત્રી કરો



# પ્રસ્તાવના

આ લઘુ જણાતી છુ પણ આત્મસાધ ા કરવાના ખપી જીવોને કર્મ બધ થવાના કારણો ( હેતુઓ ) જાણીને તેના નિરાકણ માટે અત્યત ઉપયોગી છે એના મૂળનુ પ્રમાણ ૨૪૫ હરિગીત છન્દ છે એની અ ર આઠે કર્મની મૂળોત્તર પ્રકૃતિ અગે તે પ્રકૃતિ શા કારણે બધાય છે તે બહુ સ્પષ્ટ રીતે બનાવેલ છે આ લઘુ કાવ્યકૃતિ આચાર્ય મહારાજશ્રી વિજયનેમિસૂરીશ્વરજીના શિષ્ય ઉપાધ્યાયશ્રી પદ્મવિજયજી( હાલ આચાર્ય વિજયપદ્મસૂરિ )એ સવત્ ૧૯૯૦ ના કાર્તિક શુદિ ૧ મે રચી છે તે અમને બહુ સુદર અને ઉપયોગી જણાવાથી તેના મૂળની બે ત્રણ આવૃત્તિઓ છપાવામા જો તે અર્થ સાથે છપાય તો બહુ ઉપયોગી થાય એમ જણાવાથી તેના અર્થ યથામતિ લખ્યા છે અને તેની અતરની કથાઓ પણ ટૂ કમા લખી છે તે છપાવવા ધારણા કરી તેનામા શ્રીકપડવંજના ગૃહસ્થ શેઠ જેચદ ઘુલાજીએ તે છપાવવાની ઇચ્છા જણાવી પોતાની તરફના સાધારણખાતાના ( ૧ ૦) અને તેમના ધર્મપત્ની સ્વર્ગસ્થ બાઈ પ્રેમીના શ્રેયાર્થ રૂા ૫૦) કુલ રૂા ૧૫૦) ની સહાય આપવા જણા યુ એટલે અમે આ છપાવવાનો પ્રયાસ કર્યો છે આ લઘુ કાવ્યમાં કર્ત્તાએ શોકમોહની ને ભયમોહનીના પ્રસગમા રોમાચ ન રહ્યા નિમિત્તે, શ્રીમવના મહત્ત્વ સબધીપ્રસગમા

વસ્તુપાળાદિના દૃષ્ટાંતો આપીને, આઠ મદ ન કરવાના પ્રસંગમાં દરેક મદ૦ સ્થાનના નામો આપીને મૈત્ર્યાદિ ચાર ભાવના પૈકી કરુણા ભાવનાના પ્રસંગમાં બહુ વિસ્તારથી સમજાવીને ઉત્તમ મનુષ્યોના વિચારોના પ્રસંગમાં ઉત્તમજનો કેવા વિચારો કરે તે સ્પષ્ટ જણાવીને આયુષ્યના સોપક્રમી નિરુપક્રમી વિગેરે ભેદોના પ્રસંગમાં તેને સારી રીતે સ્ફુટ કરીને તેમજ છ લેશ્યાના સંબંધમાં બે દૃષ્ટાંતો આપીને પોતાની વિદ્વત્તાનું સારું દર્શન કરાવ્યું છે ભાષા શૈલી તેમજ વૈરાગ્ય ઉત્પન્ન કરે તેવી અને પદ રચના સરલ હોવાથી તેમજ ભાવાર્થ પણ સાથે જ આપવાથી સમજવામાં મુશ્કેલી નડે તેવું નથી અમે આશા રાખીએ છીએ કે આ સજ્ઝાયમાળા અર્થ સાથે સાદ્યંત વાંચવાનો જે ધર્મબંધુ પ્રયાસ કરશે તે જરૂર સંવેગરંગથી રંગાશે અને તેનો આત્મા મધ્યાગ્રહીન બનશે

પ્રારંભમાં વધારે પ્રવચન ન કરતાં સાદ્યંત સંપૂર્ણ વાંચી જવાની જ ભલામણ કરીને વિરમવું યોગ્ય લાગે છે

લિ. ભાદ્રપદ સુદિ ૧૫
સં. ૧૯૯૨

કુંવરજી આણંદજી
ભાવનગર

# અનુક્રમણિકા

| વિષય | કાવ્યસંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|
|  |



ઉપાધ્યાયજી શ્રીપદ્મવિજયજી વિરચિત

# સંવેગમાળા

## ( ગુજરાતી અનુવાદ સહિત )



મંગળાચરણ

( હરિગીત છ )

જગતીતળે ચિંતામણિ શંખેશ્વરાધીશ પાર્શ્વને,
પરમોપકારી પૂજ્ય ગુરુવર વિજયનેમિસૂરીશને,
પ્રણમી પ્રવર સંવેગમાળા હું રચું આગમબળે,
ભવિકા ! સુણતાં સંપજે આનંદમંગળ પળપળે ૧

અર્થ —આ પૃથ્વીતળ ઉપર ચિંતામણિ રત્ન સમાન વાંછિત પૂરનાર શ્રી શંખેશ્વરાધીશ શંખેશ્વરા પાર્શ્વનાથને તેમ જ પરમ ઉપકારી અને પૂજ્ય ગુરુમહારાજશ્રી વિજય નેમિસૂરિશ્વરને નમસ્કાર કરીને હું આગમાભ્યાસના બળથી આ શ્રેષ્ઠ સંવેગમાળા રચું છું હે ભવ્યજનો ! તે સાંભળતા તમને પળે-પળે આનંદમંગળની પ્રાપ્તિ થશે ૧

આ પહેલા છંદમા કર્તાએ મગળ, અભિધેય, પ્રયોજન, અધિકારી ને સબધ બતાવેલ છે દેવગુરુને નમસ્કાર કરવાવડે મગળ, સવેગમાળા નામનુ ગુર્જર કાવ્ય તે અભિધેય, ભવ્ય જનો પર ઉપકાર તે પ્રયોજન, ભવ્યજનો અધિકારી અને આગમાદિમાથી ઉદ્ધરીને બનાવવારૂપ સબધ જાણવો

હવે આ સસારમા દુર્લભ શુ છે તે બતાવે છે —

દુર્લભ મનુજ ભવ આ મળ્યો દૃષ્ટાત દશ સૂત્રે કહ્યા,
શુભ આર્યક્ષેત્રે જન્મ પામ્યો સિદ્ધિના સાધન મળ્યા;
ગુરુદેવ તારક નિર્મળા જિનધર્મ પામ્યો નિર્મળો,
શ્રી વીર અતિમ દેશનાની વાનકી આ સાભળો ૨

અર્થ —સૂત્રમા કહેલા દશ દૃષ્ટાતની જેવો દુર્લભ આ મનુષ્ય ભવ તને પ્રાપ્ત થયો છે, વળી આર્યક્ષેત્રમા જન્મ પામ્યો છુ અને મોક્ષના સાધનો મળ્યા છે ‘ શુ મળ્યા છે ? ’ તે કહે છે કે-નિર્મળ-નિર્દોષ એવા દેવ, ગુરુ અને ધર્મ તુ પામ્યો છે તો હવે તેની સફળતા માટે શ્રી વીરપ્રભુએ અતસમયે જે દેશના આપી છે તેની વાનકી હુ બતાવુ છુ તે સાભળ ૨

શ્રી વીર પરમાત્માએ અતસમયે પાવાપુરીમા પધારીને ૧૬ પહોર પર્યંત અવિચ્છિન્ન દેશના આપી, તેમા પુન્યનુ ફળ બતાવનારા અને પાપનુ ફળ બતાવનારા ૫૫-૫૫ અધ્યયનો કહ્યા અને છેવટે ૩૬ અધ્યયનો વગરપૂછ્યે કહ્યા કે જે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા ગુથેલા છે તેની વાનકી આ સવેગમાળામા બતાવુ છુ તે હે ભવ્યો ! તમે લક્ષ દઈને શ્રવણ કરો

ધર્મ કરવામા પ્રમાદ કરનાર માટે આયુષ્ય અચાનક પૂરુ

થઇ જશે માટે ભાવવાન થના મારુ આયુષ્ય કોઈથી વધી શકતુ નથી તે બતાવે છે—

યત્નો કરતા એકડો વધશે ન જીવિત તાહરુ,
તૂટતા ન સધાશે કદી આ જીવનદોરી કહુ ખરુ,
તીર્થંકરો સુરનાયકો પણ મરણ રોકી ના શક્યા,
ત્યા મત્ર ઔષધ યોગ વિદ્યા સર્વ અફળા સપજ્યા ૩

અર્થ —હે ભવ્ય ! એકડો યત્ન કરતા પણ તારુ આયુષ્ય વધશે નહીં, આ જીવનદોરી તૂટશે એટલે ફરી પણ સધાશે નહી, જુઓ ! તીર્થંકરો અને ઇંદ્રો પણ મરણને રોકી શકયા નથી ત્યા એટલે આયુના સબધમા મત્ર, ઔષધ અને યોગ તેમજ વિદ્યા બધા નિષ્ફળ થય છે એમાનો કોઇપણ પ્રકાર આયુ વધારી શકતો જ નથી ૩

આ પ્રસગના એક દૃષ્ટાત પ્રસિદ્ધ છે કે—શ્રી વીર પરમાત્માના અતસમયે સૌધર્મેન્દ્રે ભગવતને વિનતિ કરી કે—'હે ભગવત ! ભસ્મરાશિ નામનો ૩૦ મો પાપગ્રહ આપની જન્મરાશિ ઉપર સક્રમવાનો છે તેને આપ જરા આયુ વધારીને સક્રમતા જુઓ તો તે આપની સતતિને-મુનિગણને સતાપ ઉપજાવનાર થવાનો સભવ છે તે ઉપજશે નહીં'

આવી ઇંદ્રની વિજ્ઞપ્તિના ઉત્તરમા પ્રભુએ કહ્યુ કે-'હે ઇંદ્ર ! ત્રણ કાળમા એવુ બન્યુ નથી, બનતુ નથી અને બનવાનું નથી, એટલે કે તીર્થંકરાદિ પણ પોતાનુ આયુષ્ય એક ક્ષણ પણ વધારી શકતા નથી એ શક્તિ કોઈનામા છે જ નહીં વળી ભાવીભાવે જે બનવાનુ છે, ભસ્મરાશિ ગ્રહના નિમિત્તે મુનિગ

ણને ઉપદ્રવ થવાનો છે તે મટાડી શકાય તેવું નથી, માટે તારી વિજ્ઞપ્તિ સ્વીકારી શકાય તેમ નથી '

આવી આયુની અસ્થિરતા સમજીને ભવ્યજીવોએ આયુ પૂર્ણ ન થાય ત્યાસુધીમા ધર્મ કરવો જોઇએ

હવે ચાર વસ્તુ જે ખાસ દુર્લભ બતાવી છે તે કહે છે —

**નરપણુ શ્રવણ જિનવચનનુ શ્રદ્ધાન વીરિય સયમે,**
**તે જીવ ચઉરગી ફરી ન લહે પ્રમાદે જે રમે,**
**તુ એમ ધારીશ ના કદી હુ ધર્મ સાધીશ વડપણે,**
**જેથી જરા દૂરે કરાયે તે ન રક્ષણ તે સમે** ૪

અર્થ —મનુષ્યપણુ, જિનવચનનુ સાભળવુ, તેના પર શ્રદ્ધા બેસવી અને સયમમા વીર્ય ફેરવવુ આ ચાર વાના હે જીવ! પરમ દુર્લભ છે એક એકથી વધારે દુર્લભ છે તે જો પ્રમાદવડે પામ્યા પછી ખોઇ નાખીશ તો ફરીને પામી શકીશ નહીં તુ એમ કદી પણ ન ધારીશ કે હુ વૃદ્ધાવસ્થામા ધર્મ સાધીશ, કારણ કે વૃદ્ધાવસ્થામા ધર્મ સાધી શકાતો નથી અને જરાને દૂર રાખે એવુ કોઇપણ પ્રકારનુ રક્ષણ તે સમયે મળી શકે તેમ નથી, તેથી આ યૌવનાવસ્થામા જ ધર્મારાધન કરી લે, ધર્મ કરવાનુ વાયદા ઉપર રાખીશ તો પસ્તાઇશ

શાસ્ત્રમા કહ્યુ છે કે—'चत्तारि परमगाणि, दुल्लहाणि जतुणो । माणुसत्त सुइ सद्धा, सजम वरियम्मि वीरिय ' ચાર ધર્મના અગ છે તે અત્યત દુર્લભ છે મનુષ્યત્વ, ધર્મનુ શ્રવણ, શ્રદ્ધા અને સયમમા બળ વીર્યનુ ફેરવવુ ' આ પ્રમાણે

જાણ્યા છતા અનેક જીવો પ્રમાદને વશ થઇ મનુષ્યજન્માદિ સામગ્રી પામીને તેને ગુમાવી દે છે, તેનુ ફળ લઇ શકતા નથી તે પસ્તાય છે, કારણ કે એ ચાર વસ્તુ મોટી પુન્યરાશિ એકત્ર થાય ત્યારે પામી શકાય છે, તે જો હાર્ગી જવાય તો ફરીને શી રીતે પ્રાપ્ત કરી શકાય ? ન જ કરી શકાય ૪

વળી જરા (વૃદ્ધાવસ્થા) કોઇ પણ રીતે અટકાવી શકાતી નથી તેથી પ્રમાદ ન કરવા માટે કહે છે —

આહાર ઉત્તમ તિમ રસાયણ ખાય પણ ન જરા ટળે,
તુજ હાલ ધર્મારાધને જે શક્તિ તે ન પછી મળે,
માટે પ્રમાદ કરીશ ના રોગે જરાએ જ્યાસુધી,
ન હણાય ઇંદ્રિયબળ અમમ થઇ ધર્મ કર તુ ત્યાસુધી ૫

અર્થ —ઉત્તમ આહાર કરે અથવા રસાયણ ખાય પણ તેથી જરા (વૃદ્ધાવસ્થા) નાશ પામતી નથી અને અત્યારે ધર્મારાધન કરવામા જે તારી શક્તિ છે તે ગયા પછી પાછી મળે તેમ નથી, તેથી જ્યાસુધીમા રોગવડે કે જરાવડે તારુ ઇંદ્રિયબળ હણાય નહીં અને તુ સસારમા આસક્તિ રહિત થઇને ધર્મ કરી શકે ત્યાસુધી ધર્મ કરવામા પ્રમાદ કરીશ નહીં ૫

આ જીવના પરમ શત્રુ ઇંદ્રિયોના વિષયો ને કષાયો જ છે તેને વશ થયેલ પ્રાણી છતી શક્તિએ ધર્મારાધન કરી શકતો નથી તેથી કર્ત્તાએ પ્રમાદ તજીને ધર્મારાધન કરવાની સૂચના કરી છે

આ જીવને ધન ઉપાર્જન કરવાની તીવ્ર લાલસા હોય છે તે બતાવે છે —

ધન તે જ ઉત્તમ લોકમા ઉચ નીચ પણ ધનથી બને,
ધનથી જ કષ્ટ હણાય તેથી ધન કમાવુ ઇમ મને,
એવુ વિચારી કુમતિ વશ થઇ કરી પ્રપચો આકરા,
દેખાવ ઋજુતાનો કરીને ધન ઉપાર્જે જે નરા ૬
બહુ જીવ સાથે વેર બાધી ભોગમા પ્રીતિ ધરી,
તે દુર્ગતિમા સચરે જ્યા વેદનાઓ આકરી,
ધન હેતુ વધબંધાદિનો ધન કુગતિદાયક ઇમ કળી,
ના માનજે પુરુષાર્થ ધનને ધર્મસાધક તુ જરી ૭

અર્થ —સસારસુખમા આસક્ત પ્રાણી વિચારે છે કે-‘આ લોકમા ધન એ જ ઉત્તમ છે અને લોકોમા ઉચ નીચ પણ ધનથી જ પ્રાપ્ત થાય છે એટલે કે ધનવાન ઉત્તમ ગણાય છે અને નિર્ધન નીચ ગણાય છે વળી કષ્ટ માત્ર ધનવડે જ હણી શકાય છે માટે એક ચિત્તે ધન જ કમાવુ ’ આ પ્રમાણે વિચારીને ખોટી મતિને વશ થઇ, અનેક પ્રકારના આકરા પ્રપચો કરી, સરલતાનો દેખાવ રાખી જે મનુષ્યો ધન ઉપાર્જન કરે છે તે મનુષ્યો અનેક જીવો સાથે વેર બાધી, સાસારિક સુખભોગમા પ્રીતિ ધરાવી, જ્યા આકરી વેદનાઓ સહન કરવી પડે છે એવી તિર્યંચની કે નરકની ગતિમા ઉત્પન્ન થાય છે શાસ્ત્રકાર તો કહે છે કે ધન વધ-બધનાદિનો હેતુ છે અને કુગતિને આપનાર છે એમ સમજીને તુ ધનને પુરુષાર્થ તરીકે માનીશ જ નહીં અને તેને જરા પણ ધર્મના સાધનભૂત સમજીશ નહીં ૬-૭

જો કે ધનવડે કેટલાક ધર્મકાર્યો પણ થઇ શકે છે, પરતુ

તેમા ખરુ નિમિત્ત તે જીવની શુભ પરિણુતિ છે, ધન નથી ધન તો ઇદ્રિયસુખમા આસક્ત કરનાર છે અને લોભની વૃદ્ધિ કરનાર છે ધનના લાભથી સ તોષની પ્રાપ્તિ થતી જ નથી

આ જીવ અશુભ કર્મના ઉદયથી જ અનેક પ્રકા ની પીડા સહન કરે છે તે સ્પષ્ટ કરે છે —

ખાતરતણા બાકા વિષે અ દર અને વળી બહારથી,
પકડાયલો જિમ ચોર દુ ખી હોય કૃત નિજકર્મથી,
તિમ જીવ પોતે આચરેલા કર્મના ઉદયે સહે,
પીડા ઘણી જે દેખતા ડાહ્યા જનો કરુણા લહે ૮

અર્થ —એક ચોરે કોઇ ગૃહસ્થના ઘરમા પ્રવેશ કરવા ખાતર (બાકુ) પાડયુ તેના સ્વરથી ઘરધણી જાગી ગયો ચોર પગવડે તે બાકામા પેઠા એટલે ઘરધણીએ તેના પગ પકડ્યા એમ જાણતા ચોરે પોતાની સાથે આવેલા બીજા ચોરને પોતાનુ માથુ પકડી રાખના કહ્યુ પછી અ દરથી ને બહારથી ખેચાખેચ થવા માડી અને ચોરનુ શરીર ખાતરના બાકા સાથે ઘસાવા માડ્યુ તેથી તેને પોતાના પાપકર્મથી ઘણુ દુ ખ થવા માડ્યુ, પીડા થવા માડી, તેમ આ જીવ પણ પોતાના કરેલા કર્મોના ઉદયથી ઘણી પીડા સહન કરે છે કે જે જોતા ડાહ્યા અને આર્દ્ર હૃદયના મનુષ્યોને અત્ય ત કરુણા આવે છે તેનુ દુ ખ જોઇ શકતા નથી ૮

કરેલા કર્મો ભોગવવા જ પડે છે ત વિષે કહે છે —

અજ્ઞાનથી બાન્ધ્યા કુકર્મો ભોગવ્યા વિણ ના ખપે,
પ્રજ્ઞાપના સૂત્રે કહ્યુ અનુભવ કર્મદલિક વિષે,

રાખે અરે ! જેવુ ડહાપણુ કર્મતરુફળ ચાખતા,
તેવુ જરૂર તુ રાખજે ભાઇ ! કર્મતરુને વાવતા ૯

અર્થ —હે આત્મા ! અજ્ઞાનાદિવડે પૂર્વ ભવોમા બાધેલા કર્મો ભોગવ્યા વિના નાશ પામવાના નથી, એમ અનુભૂત કર્મ દળ વિષે વાત કરતા શ્રી પન્નવણા સૂત્રમા કહ્યુ છે, માટે હે ભાઇ ! તુ કર્મરૂપ વૃક્ષના ફળ ચાખતી વખતે જેવુ ડહાપણુ વાપરે છે તેવુ ડહાપણુ કર્મવૃક્ષને વાવતા-કર્મ બાધતા જરૂર રાખજે ૯

આ જીવ કર્મ ભોગવતી વખત તેનાથી ત્રાસ પામીને વિચારે છે કે-અરે ! જો માઠા કર્મના ફળ આવા ભોગવવા પડે છે એમ જાણ્યુ હોત તો એવા કર્મ બાધત નહીં, તેથી કર્ત્તા કહે છે કે એવુ ડહાપણુ જો નવા કર્મ બાધતી વખત રાખીશ તો ફરીને આવા માઠા ફળ ભોગવવા પડશે નહીં

દ્રવ્યની હાનિ થાય કે શરીર વ્યાધિગ્રસ્ત થાય અથવા પોતાના પ્રિય સ્ત્રી-પુત્રાદિનુ અકાળે મરણ થાય ત્યારે આ જીવ તેવા દુ ખોથી ત્રાસ પામી ફરીને આવા કડવા ફળ ભોગવવા પડે તેવા કર્મ ન બાધવાનો વિચાર કરે છે, પણ તે ડહાપણ પાછો જરા સાજો થાય, કાઇક પૈસા મળે કે સબધીના મરણનુ દુ ખ ભૂલાઇ જાય એટલે ટકી શકતુ નથી, પાછો તેવા જ કર્મો બાધવા મડી પડે છે તેને માટે આ હિતશિક્ષા ખાસ ઉપકારક છે

પોતે બાધેલા કર્મો પોતાને જ ભોગવવા પડે છે, બીજા કોઇ તેમા ભાગ પડાવતા નથી તે સબધે કહે છે —

સસારી જીવો આપ કાજે અન્ય કાજે પણ ઘણા,
કરતા મમજ દૂરે કરી વ્યાપાર મિલ કૃષિ આદિના,

જે બાંધવોને કાજ કરતા પાપકર્મો આકરાં,
દુઃખના સમે કર્મોતણા ના ભાગ લેગે તે જના. ૧૦

અર્થ —આ સંસારી જીવ પોતાને માટે તેમજ [illegible] સગાસંબંધીઓને માટે સમજણને દૂર મૂકીને અનેક [illegible] મિલના તેમજ ખેતી વિગેરેના કર્માદાનને લગતા [illegible] કરે છે, પરંતુ જે બાંધવોને માટે અનેક પ્રકારના [illegible] કરીને આકરા કર્મો બાંધે છે તે કર્મો જ્યારે [illegible] ને દુઃખ આવી પડે છે ત્યારે તેમાના [illegible] ભાગ પડાવતા નથી ૧૦

ઉપર જણાવેલી હકીકત તો સર્વના [illegible] તેના વિવેચનની જરૂર નથી 'કરે તે ભોગવે' [illegible] સિદ્ધાંત જ છે

મીલ્કતમાં ભાગ પડાવનારા કર્મમાં [illegible] તે કહે છે—

કર્મો કરીને મેળવેલી માલમીલ્કત [illegible]
પુત્રો જઇ કોર્ટ વિષે ઝગડા જ [illegible]
ધન ભાગ લેશે તે બધા ના ભાગ [illegible]નો,
સૌ સ્વાર્થના ભેગા ભળ્યા મેળો [illegible]નો. ૧૧

અર્થ —અનેક પ્રકારના પાપ [illegible] મીલ્કતનો ભાગ મેળવવા પુત્રો પણ [illegible] નવીનવી તકરારો ઊભી કરશે અને [illegible] તે લક્ષ્મી મેળવતા બાંધેલા કર્મોનો [illegible]

જીવ ! તુ ચોક્કસ સમજજે કે આ બધો પખીના મેળા જેવો મેળો મળ્યો છે અને સૌ સ્વાર્થને માટે એકઠા મળ્યા છે એમા તારા લાભનો જરા પણ વિષય નથી તારા કરેલા કર્મ તો તારે એક્લાને જ ભોગવવાના છે ૧૧

આના સસારમા વસતા છતા સમકિતદષ્ટિ જીવો કેવા હોય ? તે કહે છે —

સમકિતવતા જીવડા આ કેદખાના જેહવા,
ભવજળમા વસતા છતા તે ધાવમાતા જેહવા,
ન્યારા રહે અણછૂટકે આરભ કરતા પણ ડરે,
સ્થાનાગ સૂત્રતણા વચનની પળપળે યાદો કરે ૧૨

અર્થ —સમકિતવત જીવો આ કેદખાના જેવા ભવજળમા–સસારમા વસતા છતા તેની સ્થિતિ ધાવમાતા જેવી હોય જેમ ધાવમાતા બાળકને ધવરાવે, રમાડે, જમાડે, ભમાડે, આનદ ઉપજાવે પણ તેના મનમા તેના પર ઉમળકો ન આવે, તેમ સમકિતી જીવ સસારના કાર્યો હૃદયના ઉમળકાથી ન કરે, વેઠરૂપે કરે, બને તેટલા ન્યારા રહે અને અણછૂટકે આરભાદિ કરવા પડે તે કરતા પણ કર્મબધથી ડર્યા કરે વળી સ્થાનાગ સૂત્રમા આપેલી હિતશિક્ષાને નિરતર સભાર્યા કરે–ભૂલે નહીં ૧૨

( તે હિતશિક્ષા સ્થાનાગસૂત્રથી જાણી લેવી )

હવે જીવ ચારે ગતિમા શા નિમિત્તે જાય તે બતાવે છે તેમા પ્રથમ નરકગતિમા કેમ જાય ? તે બતાવે છે —

પ્રભુ વીર ગોયમ આદિ ચઉદસ સહસ મુનિવરને કહે,
ચઉ કારણે જીવો વણાયે નરકવાસાને લહે,

આરંભ બહુ[1] મમતા ઘણી[2] હિંસા કરે પંચેંદ્રિની,[3]
આહાર કરતા માસનો[4] પામે કુપીડા નરકની ૧૩

અર્થ —શ્રી વીરપરમાત્મા ગૌતમાદિ ચૌદ હજાર મુનિઓને કહે છે કે-ચાર કારણોવડે જીવો નરકગતિને પામે-નરકાવાસામાં ઉત્પન્ન થાય તે કારણો આ પ્રમાણે-૧ મહાઆરંભ કરવાથી-જે કરવાથી ઘણી જીવહિંસા થાય તેવાં કાર્યો કરવાથી, ૨ અત્યંત પરિગ્રહ પર મમતા ધરાવવાથી-કાયમ અસંતોષ વૃત્તિ રાખવાથી અને ઘણો પરિગ્રહ મેળવવાથી, ૩ પંચેંદ્રિય જીવોનો વધ કરવાથી અને ૪ માંસનો આહાર કરવાથી જીવ નરકગતિમાં જઇ ત્યાંની મહાઆકરી-અસહ્ય પીડાને સહન કરે છે ૧૩

હવે તિર્યંચગતિના બંધહેતુ કહે છે—

માયા કરંતા જૂઠ વદતા તેમ ઉત્કંચન કરે,
વિવિધ ઠગબાજી કરંતા તિરિગઇમાં સંચરે,
ઠગતા જ ભોળા જીવને પરપાસ વાત છુપાવતા,
થિર મૌન સેવન તેહ ઉત્કંચન પ્રભુ ઇમ ભાખતા.૧૪

અર્થ —૧ માયા-કપટ કરવાથી, ૨ જૂઠું બોલવાથી, ૩ ઉત્કંચન કરવાથી અને ૪ વિવિધ પ્રકારની ઠગબાજી કરવાથી -આ ચાર કારણે જીવ તિર્યંચગતિમાં જાય છે-ઉપજે છે તેઓ ભોળાજનોને ઠગતા અને અન્યની પાસે પોતાની વાત છુપાવતા તિર્યંચપણું પામે છે ઉત્કંચન એટલે ગઢ હૃદયથી સ્થિરપણાનો દેખાવ કરીને મૌન સેવવું તે, એમ પ્રભુએ કહ્યું છે ૧૪

હવે મનુષ્યગતિ ને દેવગતિમાં કેમ ઉપજે? તેના કારણો કહે છે—

કરુણા[1] વિનય[2] સરળ ભાવે[3] નિરભિમાન દશા[4] ધરે,
ચઉકારણે મનુજાયુ બાંધી મનુજ ગતિમા સચરે;
સયમ સરાગ[1] અણુવ્રતો[2] નિષ્કામ નિર્જરણા બળે,[3]
વળી બાળતપ[4] ચઉકારણે ગતિ દેવનો જીવને મળે ૧૫

અર્થ —કરુણાનદ આર્દ્રહૃદય, વિનયીપણું, સરલ સ્વભાવ અને નિરભિમાન દશા-એ ચાર કારણે જીવ મનુષ્યગતિનુ આયુ બાંધીને મનુષ્યગતિમા સચરે છે-જાય છે

સરાગસયમ, અણુવ્રત, અકામ નિર્જરા અને બાળ-તપ-આ ચાર કારણે જીવ દેવગતિનુ આયુષ્ય બાંધે છે અહીં સરાગસયમ તે મુનિનુ પ્રમત્તાપ્રમત્તપણુ સમજવુ, અણુવ્રત તે દેશવિરતિપણુ સમજવુ અકામનિર્જરા મિથ્યાત્વી અનેક પ્રકારે તપજપાદિ કરવાથી કરે છે તે અને બાળતપ-અજ્ઞાન તપ તાપસાદિ પચાગ્નિ સાધન વિગેરેથી કરે છે તે આ દેવ ગતિના ચાર કારણ સમજવા ૧૫

હવે આઠ કર્મની મૂળપ્રકૃતિના બધના કારણો બતાવે છે –

પ્રથમ જ્ઞાનાવરણીય ને દર્શનાવરણીયના બધહેતુ કહે છે –

સુજ્ઞાન દર્શનવતની તિમ જ્ઞાનને દર્શનતણી,
આશાતના કરવાથકી તે બેઉના સાધનતણી,
મત્સર ધરે પૈશૂન્ય નિહ્નવ વિઘ્ન ઘાત ક્રિયા બળે,
જ્ઞાન દર્શન ઢાંકનાર કર્મ બાંધી ભવ ફરે ૧૬

અર્થ —સમ્યગ જ્ઞાનદર્શનવાળાની તેમ જ જ્ઞાન અને

દર્શનની આશાતના કરવાથી, તે બંનેના સાધનની આશાતના કરવાથી, તેના પ્રત્યે મત્સર ધારણ કરવાથી, તેમની ચાડી-પિશુનતા કરવાથી, નિહ્નવ કરવાથી એટલે ગુરૂને ઓળવવાથી, વિઘ્ન-અંતરાય કરવાથી, ઘાત કરવાથી તેમ જ એવા પ્રકારની અન્ય પાપક્રિયાના બળથી જીવ જ્ઞાનદર્શનને ઢાંકનારા-આવરનારા કર્મો બાંધી સંસારમાં પરિભ્રમણ કરે છે. જ્ઞાનના અભ્યાસ કરનારને-ભણનારને અંતરાય કરવાથી તેમ જ બીજા ઉપદ્રવો કરાવવાથી પણ જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે તેમ જ કોઈની ચક્ષુ વિગેરે ઇંદ્રિયોને ઉપઘાત કરવાથી કે નાશ કરાવવાથી દર્શનાવરણીય કર્મ બંધાય છે એમ સમજવું. ૧૬

હવે શાતાવેદનીય કર્મ બાંધવાના હેતુઓ કહે છે—

પ્રભુપૂજના[1] ગુરુસેવના[2] કરૂણા[3] દુવિહ સંયમબળે,[4]
દેતા સુપાત્રે દાન[6] ખંતિ[7] શૌચ[8] બાળતપોબળે,[9]
હોતા અકામે નિર્જરા[10] દશ કારણો ઇમ સાધતા,
આસન્નસિદ્ધિક જીવ શાતાવેદનીને બાંધતા. ૧૭

અર્થ—૧ જિનપૂજા, ૨ ગુરુસેવા, ૩ કરૂણા, ૪ દેશવિરતિ અને ૫ સર્વવિરતિ સંયમનું બળ, ૬ સુપાત્રદાન, ૭ ક્ષમા, ૮ પવિત્રતા-અદત્તત્યાગ, ૯ બાળતપ-અજ્ઞાનતપ અને ૧૦ અકામ નિર્જરા-આ દશ કારણો સાધવાથી આસન્નસિદ્ધિ જીવ શાતા વેદની કર્મ બાંધે છે. સાતા-સુખના ઇચ્છક આ નિમિત્તો સેવવા યોગ્ય છે. ૧૭

હવે અસાતાવેદની કર્મના બંધહેતુ કહે છે—

દુખ[1] શોક[2] વધ[3] પશ્ચિદેવના[4] સંતાપ[5] ને આક્રંદના[6],
નિજમાં અને પરમાં રહેલા તે અશાતા કર્મના,
ગુરુહેતુ પટ્ પ્રભુએ કહ્યા દુઃખ આપનાર જાણજે,
તેથી રહીને દૂર ચેતન શર્મ સાધન સેવજે ૧૮

અર્થ —પોતાને અને પરને દુઃખ, શોક, વધ, પશ્ચાત્તાપ, સંતાપ અને આક્રંદ કરવો ને કરાવવો-ઉત્પન્ન કરવો, વધારવો, એ છ મોટા બંધહેતુ પ્રભુએ અશાતા વેદનીકર્મ માટે કહેલા છે તેને તું પણ દુઃખને આપનાર જાણી તજવાનો ઉદ્યમ કરજે અને હે ચેતન! શર્મ ના એટલે સુખના સાધન જે ઉપર કહ્યા છે તેને સેવજે ૧૮

હવે દર્શનમોહનીય કર્મ બાંધવાના ૧૨ કારણો કહે છે —

તજજે જ પંદર કારણો તેવા જ દર્શન મોહના,
પ્રભુ શાસ્ત્ર સંઘ સુધર્મના ને સુર અધિષ્ઠાયકતણા,
નિંદા વચન મિથ્યાત્વ ને અપલાપ કેવળી સિદ્ધનો,
વળી દેવનો અપલાપ ધાર્મિકના વદે નિત દૂષણો ૧૯

ઉન્માર્ગની વળી દેશના દે તિમ કદાગ્રહ રાખતા,
ગુરુ આદિનું અપમાન કરતા ને અસંયત પૂજતા,
સહસા કરંતા કામ દર્શનમોહનીને બાંધતા,
હે જીવ! પંદર આશ્રવોને છોડજે સુખ ચાહતા ૨૦

અર્થ—કર્ત્તા કહે છે કે-હે ભવ્ય! તું દર્શનમોહના પંદર કારણ આ પ્રમાણેના તજજે ૧-૫ તીર્થંકર, જૈન શાસ્ત્રો, શ્રીમંઘ

સુધર્મ અને અધિષ્ઠાયક દેવ-એ પાચની નિંદા કરવાથી, ૬ મિથ્યાત્વથી, ૭-૮-૯ કેવળી, સિદ્ધ ને દેવનો અપલાપ કર વાથી, ૧૦ ધર્મી જીવોના દૂષણો નિરતર બોલવાથી, ૧૧ ઉન્માર્ગની દેશના દેવાથી, ૧૨ કદાગ્રહ રાખવાથી, ૧૩ ગુરુ આદિનુ અપમાન કરવાથી, ૧૪ અસયતિની પૂજા કરવાથી અને ૧૫ કોઈપણ કામ સહસા કરવાથી જીવ દર્શનમોહનીયકર્મ બાધે છે, માટે સુખને ચાહનાર હે જીવ! તુ એ પદર આશ્રવોને છોડી દેજે-તજજે ૧૯-૨૦

હવે ચારિત્રમોહનીયકર્મના બધને અગે કહે છે —

ક્રોધાદિના વ્યાપારથી બધાય સયમમોહની,
ભવને પમાડે જેહ એ વ્યુત્પત્તિ જાણ કષાયની,
ચઉ સોળ ચઉસઠ ભેદ તેના સૂત્ર પન્નવણા કહે,
તેથી જ નિત અળગા રહે તે નાણ કેવળને લહે ૨૧

અર્થ —ક્રોધાદિ કષાયોના વ્યાપારથી ચારિત્રમોહનીય કર્મ બધાય છે કષ કહેતા ભવનો-સસારનો આય કહેતા લાભ જે પમાડે અર્થાત્ સસારની વૃદ્ધિ કરે તેને કષાય કહીએ આ કષાય શબ્દની વ્યુત્પત્તિ સમજવી એ કષાયના ચાર, સોળ ને ચોસઠ ભેદો શ્રી પન્નવણા સૂત્રમા કહ્યા છે તે કષાયોથી જે નિરતર અળગા રહે-તેને તજી દેય તે કેવળજ્ઞાનને મેળવે છે ૨૧

કષાયના ચાર ભેદ—૧ ક્રોધ, ૨ માન, ૩ માયા ને ૪ લોભ એ ચારના ૧ અનતાનુબધી, ૨ અપ્રત્યાખ્યાની, ૩ પ્રત્યાખ્યાની ને ૪ સજ્વલન એવા ચાર ચાર ભેદ હોવાથી ૧૬ ભેદો થાય છે એ સોળ પણ ચાર ચાર ભેદવાળા હોવાથી એકદર ૬૪

ભેદ થાય છે અર્થાત્ અનંતાનુબંધી ક્રોધ અનંતાનુબંધી જેવો, અપ્રત્યાખ્યાની જેવો, પ્રત્યાખ્યાની જેવો અને સંજ્વલન જેવો હોય છે આવા ભે૦ તેની સ્થિતિ વિગેરેને લઈને પડેલા છે જેમકે બાહુબલિનું માન એક વર્ષ રહ્યું છતાં સંજ્વલન હતું

ક્રોધાદિ ચાર કષાયના ફળ દૃષ્ટાંત સાથે બતાવે છે —

ક્રોધે ગતિ તિરિયંચની જિમ સાધુ સર્પપણું લહે,
માને નૃપતિ રાવણ ઘણી આપત્તિ અહિંયા પણ લહે
માયાબળે સ્ત્રીવેદ પામે તીર્થપતિ ઓગણીશમા,
લોભે જ મમ્મણ આદિ જીવો સંચરે સંસારમાં ૨૨

અર્થ —અતિ તીવ્ર ક્રોધ કરવાથી જીવ ચંડકૌશિક તાપસની જેમ તિર્યંચની ગતિ બાંધે છે અને મરણ પામીને સર્પ થાય છે, માનવડે રાવણ પ્રતિવાસુદેવ આ ભવમાં જ અનેક પ્રકારની આપત્તિ પામ્યો છે, માયાના બળથી ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લિનાથજી સ્ત્રીવેદ પામ્યા છે અને અતિ લોભવી મમ્મણ શેઠ વિગેરે જીવો દુર્ગતિગામી થઈને આ સંસારમાં પરિભ્રમણ કરે છે ૨૨

હવે લોભ કષાયને માટે સવિશેષ કહે છે —

ગોળડીને ચાવતા સંતોષ ના જે રાખતા,
થૂ થૂ કરે તે લોભથી છેવટ હું છાણું આવતા,
સંતોષવંતા તે જ સુખિયા ધર્મ મોજે સાધતા,
બાંધે ન ચીકણા કર્મને ભવ બેઉના ફળ પામતા. ૨૩

અર્થ —જુઓ ! શેલડી ચાવવામા-ચુસવામા જે સતોષ રાખતા નથી-ચુસ્યા જ કરે છે તે અત મેઢામા છુછાળો ભાગ આવતા ચૂર્ણ કરે છે અતિલોભીની અતે તેજ દશા થાય છે આ જગતમા સતોષી જીવો જે છે તેજ સુખીયા છે અને તે આનદવડે ધર્મને સાધે છે, ચીકણા કર્મ બાધતા નથી અને આ ભવમા ને પરભવમા-અન્ને ભવમા ધર્મના ફળને ભોગવે છે-પામે છે ૨૩

હવે હાસ્યાદિક ૭ નોકષાયના બધહેતુ કહેતા પ્રથમ હાસ્યના કહે છે —

હાસી કરે[1] સ્ત્રીઆદિની જેથી વિકાર વધે ઘણા,
કરતા જ ઠઠ્ઠા મશ્કરી[2] નિષ્ઠુર વચન વદતા[3] ઘણા,
દીનતા જણાયે[4] જેહથી તેવા વચન ઉચ્ચારતા,
હસતા[5] ઘણુ ઇમ હાસ્ય મોહના પચ પ્રભુજી ભાખતા. ૨૪

અર્થ —હાસ્યમોહની બધવાના પાચ કારણ પ્રભુએ કહ્યા છે તે આ પ્રમાણે-૧ સ્ત્રી વિગેરેની અત્યત હાસી એવા પ્રકારની કરે કે જેથી વિકારની વૃદ્ધિ થાય-વિકાર જાગે, ૨ જેની તેની ઠઠ્ઠા-મશ્કરી કરે, ૩ નઠારા વચનો બોલે, ૪ જેથી દીનતા જણાય એવા વચનો ઉચ્ચારે અને ૫ ઘણુ હસે-આ પાચ કારણોથી હાસ્યમોહની બધાય છે ૨૪

હવે રતિમોહનીના બધહેતુ જણાવે છે —

બહુ જાત ક્રીડા ખેલ કરતા[1] નાટકાદિક પેખતા[2],
પરચિત્ત વશ કરતા[3] વળી બહુ દેશ જોવા ચાહતા[4]

૨

ઇમ જાણજે ચઉ કારણે બંધાય છે રતિમોહની,
એ ચાર હેતુ છોડજે જો ચાહના શિવશર્મની ૨૫

અર્થ —કર્તા કહે છે કે—જો તને શિવસુખની ચાહના હોય તો રતિમોહની બંધાવાના ચાર કારણો તજી દેજે તે કારણો આ પ્રમાણે—૧ બહુ પ્રકારની ક્રીડાઓ કરતા, ૨ અનેક નાટકાદિ જોતા, ૩ પારકા ચિત્તને વશ કરતા અને ૪ અનેક દેશો જોવાને ઇચ્છતા રતિમોહની બંધાય છે ૨૫

હવે અરતિમોહનીના બંધહેતુ કહે છે —

પરગુણ વિષે જે દોષ આરોપે અસૂયા[1] તે મુણો,
પર નામ ઇર્ષ્યા જાણિયે ધુર હેતુ અરતિકર્મનો,
ટેવ પાડે[2] પાપની કરે નાશ પરના હર્ષનો,[3]
હસતા જ પરદુઃખ જોઇને[4] હોવે જ બંધ અરતિનો ૨૬

અર્થ —હવે અરતિમોહની બંધાવાના ચાર કારણો કહે છે —૧ પારકા ગુણને વિષે જે દોષનુ આરોપણ કરે તે અસૂયા, તેનુ બીજુ નામ ઇર્ષ્યા છે, એ અરતિબંધનુ પ્રથમ કારણ સમજવુ ૨ પાપકાર્યની ટેવ પાડે તે બીજુ કારણ, ૩ પારકા હર્ષનો નાશ કરવો તે ત્રીજુ કારણ અને ૪ પરને દુઃખી થતો જોઇને હસવુ તે ચોથુ કારણ—આ ચાર અરતિ મોહનીના બંધહેતુ સમજવા ૨૬

હવે અરતિમોહની વિગેરેના અંગે સામાન્ય ઉપદેશ આપે છે —

એ ચાર કારણ અરતિના હે જીવ ! તજજે તુ સદા,
બહુમાન ધરજે અન્યના ગુણ દેખતા હોંશે મુદા,

તેવુ કરતા ગુણ મળે સુખમાંયનો નિત પામિયે,
પરજીવ સુખિયા દેખતા એ પુણ્યના ફળ જાણિયે ૨૭

અર્થ —હે જીવ ! એ અરતિમોહનીના ચાર કારણ તુ તજજે અને અન્યના ગુણ જોઇને તુ તારા હૃદયમા હોંશથી ને ગુણી પ્રત્યે બહુમાન ધારણ કરજે એ પ્રમાણે કરવાથી આપણને સુખ મળે અને સુખના સાધનો પણ વારવાર પામીએ વળી અન્ય જીવોને સુખીઆ જોઇને તે પુણ્યના ફળ છે એમ વિચારી હૃદયમા આનદિત થજે ૨૭

બૂરુ થશે તારુ ખચિત પરનુ અનિષ્ટ વિચારતા,
એવુ વચણ વાચકતણુ મુજ હર્ષ યાદી આવતા,
સત્કૃત્ય કરવાનો સદા અભ્યાસ જીવ ! તુ રાખજે,
પરજીવને દુ ખિયા કળી કરવા સુખી તત્પર થજે ૨૮

અર્થ —હે જીવ ! જો તુ બીજાનુ અનિષ્ટ થાય તો ઠીક એવો વિચાર કરીશ તો જરૂર—ખચિત તારુ બૂરુ થશે—એમ શ્રીઉમાસ્વાતી વાચકે કહ્યુ છે તે વચન યાદ આવતા મને હર્ષ થાય છે વળી કે જીવ ! તુ સારા કામો કરવાનો અભ્યાસ કાયમ રાખજે અને પરજીવને દુ ખી દેખીને તેને સુખી કરવા માટે નિરતર તત્પર રહેજે તારુ સુખી થવાનો આ પરમ—શ્રેષ્ઠ ઉપાય છે ૨૮

બીકણપણુ નિત [1]રાખતા વળી અન્યને [2]બીવરાવતા,
તિમ ત્રાસ [3]દેતા મારવાની ભાવના મન [4]રાખતા;
ભયમ ધકારણથી બચીને નીડર બનજે અન્યને,
ભય ત્રાસ ના આપીશ નિત્ય બચાવજે સવિ જીવને. ૨૯

અર્થ —૧ નિરંતર બીકણપણું રાખવાથી, ૨ અન્યને બીવરાવવાથી, ૩ અન્યને ત્રાસ ઉપજાવવાથી અને ૪ કોઈને મારવાની ભાવના મનમાં રાખવાથી–આ ચાર કારણે ભય મોહની બંધાય છે તેથી તેનાથી બચીને હે જીવ ! તું નીડર બનજે અને અન્ય જીવને ભય–ત્રાસ ઉપજાવીશ નહીં, તેમજ સર્વ જીવને બચાવવાનો પ્રયત્ન કરજે–બચાવજે ૨૯

આ પ્રસંગે વીર પ્રભુના સંબંધની શ્રેષ્ઠ કરુણા બતાવે છે —

દ્વેષી હતો તોયે બચાવે વીર મંખલિપુત્રને,
અપરાધીની પણ ઉપર કરુણા રાખ જાણ રહસ્યને,
તે જ સાચો ધર્મરાગી જેહ જન અપરાવીને,
પ્રેમે બચાવે ભેદભાવે ના જુએ નિજ અન્યને ૩૦

અર્થ —જુઓ ! મંખલિપુત્ર–ગોશાળો વીર પરમાત્માનો દ્વેષી હતો, પ્રભુ ઉપર તેજોલેશ્યાનો મૂકનારો મહાપાપી હતો છતાં અચિંત્ય શક્તિવાળા વીર પરમાત્મા તેને બચાવે છે–જતો કરે છે, માટે આ હકીકતના રહસ્યને સમજીને તું અપરાધીની ઉપર પણ કરુણા રાખતા શીખ શાસ્ત્રકાર તેને જ સાચો ધર્મ રાગી કહે છે કે જે સર્વ જીવને પ્રેમપૂર્વક બચાવે છે, સ્વપરનો ભેદભાવ રાખતા નથી–ભેદભાવે કોઇ પ્રત્યે જોતા નથી ૩૦

હવે શોકમોહનીના બંધહેતુ બતાવે છે —

મન શોક રાખે વેણ તેવા ઉચ્ચરે [1]અજ્ઞાનથી,
પરચિત્તમાંહે શોકને પ્રકટાવતો [2]અજ્ઞાનથી,
રુદન વિષે આસક્તિ [3]ધરતા એમ એ ત્રણ હેતુથી,
શોકમોહની કર્મ બાંધે હેતુ છોડ વિવેકથી ૩૧

અર્થ—૧ મનમાં શોક ઘણાને અને અજ્ઞાનવડે એવા વચનો બોલે, ૨ વળી અજ્ઞાનવડે પારકા ચિત્તમાં શોક પ્રગટાવે ઉત્પન્ન કરે અને ૩ રુદનાદિ કરવામાં આસક્તિ ધરાવે-આ ત્રણ હેતુવડે જીવ શોકમોહની કર્મ બાંધે છે માટે તુ વિવેક ધારણ કરીને તેના હેતુને તજી દેજે ૩૧

શોક ન કરવા નિમિત્તે ઉપદેશ આપે છે —

પ્રિય પદાર્થતણા વિયોગે તેમ રોગાદિક થતા,
હોવે જ પ્રાયે શોક તેને દૂર કરવા ચાહતા,
વસ્તુસ્વરૂપ વિચારવુ બાંધી અશાતા વેદની,
તેથી ખરેખર ભોગવુ હુ વેદનાને રોગની ૩૨

અર્થ—પ્રિય પદાર્થનો વિયોગ થાય કે રોગાદિ આવી પડે તેને પ્રસગે તેને દૂર કરવા માટે પ્રાય આ જીવને શોક થાય છે, પરતુ તે વખતે વસ્તુસ્વરૂપની વિચારણા કરવી કે-મે પૂર્વભવે અશાતાવેદની બાંધી છે, તેથી ખરેખર હુ રોગની-વિયોગની વેદનાને ભોગવુ છુ આ તારા પૂર્વે કરેલા અશુભ કર્મના જ પરિણામ છે ૩૨

વળી કહે છે કે તુ આવો વિચાર કર —

બાંધ્યા કરમ વિણ ભોગવ્યે ક્યારે ય છૂટવાના નથી,
ત્યા શોક કરતા નવીન બાંધે એમ જાણવુ શાસ્ત્રથી,
એવા ક્ષણે મમતા ધરી રોગાદિની પીડા સહે,
તે અલ્પ સમયે હોય સુખિયો એમ વીર જિનવર કહે.૩૩

અર્થ —હે જીવ ! તુ વિચાર કર કે તે પૂર્વભવે જે જે અશુભ કર્મ બાધ્યા છે તે ભોગવ્યા સિવાય છૂટવાના નથી તે કર્મ ભોગવતા જો તુ શોક કરીશ તો નવીન કર્મ બાધીશ આ વાત શાસ્ત્રોક્ત છે ત તુ સમજ સમજીને એવા સમયે તો સમતા રાખ, કારણ કે એવે પ્રસગે સમતા રાખીને રાગાદિની પીડા સહન કરે છે તે થોડા વખતમા પૂર્વના અશુભ કર્મનો ક્ષય થતા પાછો સુખી થાય છે આમ શ્રી વીર પરમાત્માએ સ્પષ્ટપણે કહેલુ છે ૩૩

ઉત્તમ વિવેક મનુજ ભવે કલ્યાણના સવિ સાધનો,
નહિ તિરિય નરકે દેવભવમા બોધ એવો શાસ્ત્રનો,
રાખી હૃદયમા ધૈર્યથી જ્ઞાની સહે છે વેદના,
હિમત ગુમાવી ક્લેશ પામે મૂર્ખ ટાણે દુ ખના ૩૪

અર્થ —ઉત્તમ એવો વિવેક અને કલ્યાણના સર્વે સાધનો આ મનુષ્ય ભવમા જ પ્રાપ્ત થાય તેમ છે, તિર્ય ચ ગતિમા, નરક ગતિમા કે દેવગતિમા તે મળે તેમ નથી આવો શાસ્ત્રનો બોધ બરાબર સમજીને જ્ઞાની પુરુષો ધૈર્યપૂર્વક ઉત્પન્ન થયેલ વેદનાને સહન કરે છે અને મૂર્ખજનો દુ ખને અવસરે હિમત ગુમાવીને ક્લેશ પામે છે–ખેદ કરે છે–દિલગીર થાય છે ૩૪

જ્ઞાની કરેલા કર્મનો અનુભવ કરે એ કાયદો,
અજ્ઞાનીને લાગુ પડે સરખી રીતે ક્રમ ના જુદો,
એવુ વિચારી ગોઠને ના રાખજે નિજ ચિત્તમા,
પર મને ના શોક ઉપજાવીશ બોલ્યુ ટૂકમા ૩૫

અર્થ.—કરેલા કર્મનો અનુભવ કરવો–ભોગવવા એ કાયદો

જ્ઞાની-અજ્ઞાની બંનેને સરખી રીતે લાગુ પડે છે એ બંનેનો ક્રમ કાંઈ જુદો નથી આ પ્રમાણે વિચારીને હે જીવ ! તું પોતાના મનમાં શોકને સ્થાન આપીશ નહીં અને બીજાના મનમાં પણ શોક ઉપજાવીશ નહીં આટલું ટૂંકામાં કહું છું ૩૫

વળી હે આત્મન્ ! તું વિચાર કર કે —

સુખના સમયમાં પુણ્યની મુડી જ ખાલી થાય છે,
એવું વિચારી ના ફુલાજે સાવચેતી રાખજે,
ધર્મે અડગતા આદરી દુઃખિયાતણા દુઃખ ટાળજે,
કારુણ્યકેરી ભાવના નિત્ય પ્રભાતે ભાવજે ૩૬

અર્થ —સુખના સમયમાં તો સુખ ભોગવતાં તારી પુણ્યની મુડી ખાલી થાય છે-ઘટે છે એવું વિચારીને તું સુખ મળે ત્યારે જરા પણ ફુલાઈશ નહીં અને સાવચેતી ધારણ કરજે વળી ધર્મમાં અડગ રહીને દુખીઆના દુખને ટાળજે-દૂર કરજે, તેમજ નિરંતર પ્રભાતમાં કરુણા ભાવના તારા હૃદયમાં ભાવજે ૩૬

દુઃખના સમયમાં ધૈર્ય રાખી હાયવોય કરીશ ના,
દુખ હૈ અશાતા વેદની જાશે જ ગભરાઈશ ના,
દૂરિત કચરો દૂર થાતા હર્ષ કિમ ધરે નહી ?
એવું નિરંતર ભાવતા તુજ પાપ થિર રહે નહી ૩૭

અર્થ —હે જીવ ! તું દુખના સમયમાં-દુખ આવે ત્યારે ધીરજ રાખીને હાયવોય કરીશ નહીં એ અશાતાવેદની તને દુખ દઈને જતી જ રહેશે માટે તું જરાપણ ગભરાઈશ નહીં વળી હે જીવ ! દુખ ભોગવતાં તો તારો પાપરૂપ

ક્યરો ફર થાય છે-વટે છે તો તુ હર્ષ કેમ પામતો નથી માટે તુ નિરતર આવી ભાવના ભાવીશ તો તારા પાપ દુ ખ સ્થિર નહીં રહે-ફળ આપીને જતા જ રહેશે ૩૭

ભય ત્રાસ તે દીધા હશે પરજીવને પૂરવભવે,
તેનો જ બદલો આ ભવે એવુ જ આવે અનુભવે,
તેવો જ બદલો દાન જેવુ જિમ તમાચો ગાળનો,
એવુ વિચારી ધૈર્ય રાખી માર્ગ લેજે ધર્મનો ૩૮

અર્થ —તે પૂર્વભવે અન્ય જીવોને ભય ને ત્રાસ આપ્યા હશે તેનો જ બદલો આ ભવે તેને મળ્યો છે, એવુ અનુભવ સમજી શકાય છે જુઓ! આ જગતમા જેવુ દાન તેવો બદલો મળે છે કોઈને ગાળ દે તેને તેના બદલામા તમાચો મળે છે તમાચો ખાવો પડે છે આ પ્રમાણે વિચારીને તુ ધૈર્ય રાખી ધર્મનો માર્ગ લેજે-અધર્મ ક અન્યાયને તજી દેજે ૩૮

ચેતતા પરજીવને સુખિયો થવા સુખ આપજે,
દિલમા દિલાસો પામવા શિક્ષા હૃદયમા રાખજે,
અલ્પ જીવનને વધારો એમ સુરપતિ વિનવે,
શ્રીવીરજિન ઉત્તર દિએ ત્રણ કાળ ઈમ ના સભવે

અર્થ —હે જીવ! તુ ઉપર જણાવેલી શિક્ષાથી ચેતી જઇ સુખીઓ થવાની ઇચ્છા હોય તો અન્ય જીવોને સુખ આપ અને દુ ખમા દિલાસો મેળવવા માટે આ શિક્ષા તારા હૃદયમા ધારણ કરજે, વિચાર કર કે-શ્રી વીર પ્રભુને ઇદ્રે કહ્યુ કે-પ્રભુ! આપનુ આયુષ્ય જરાક વધારો તો બહુ લાભ થા

તેમ છે, પરંતુ પ્રભુ એ ઉત્તર દીધો કે–હે ઇંદ્ર ! ત્રણ કાળમાં પણ એમ બન્યું નથી, બનતું નથી અને બનવાનું નથી અર્થાત્ કોઇ તીર્થંકરાદિ પણ પોતાનું આયુષ્ય અલ્પ પણ વધારી શક્તા નથી ૩૯

વસ્તુસ્થિતિ એવી છતા બહુ કાળ જીવન કાંગ્ણે,
લીધેલ વ્રત નિયમો બગાડે જીવ ! તું શા કારણે ?
વર્જિત પદાર્થો સેવવા વળી દોડધામ ઘણી કરે,
એ તો મતિભ્રમ તાહરો મોહિત થઇ આ શું કરે ? ૪૦

અર્થ —વસ્તુસ્થિતિ આ પ્રમાણેની છતા પણ તું બહુ કાળ સુધી જીવનાની વાછાથી લીધેલા વ્રત-નિયમો શા માટે બગાડે છે ? શા માટે તેમા દોષ લગાડે છે ? વળી તું વર્જિત કરેલા અભક્ષ્યાદિ પદાર્થો સેવે છે અને વ્યાધિના નિવારણ માટે ઘણી દોડધામ કરે છે આ બધો તારો મતિભ્રમ છે તું મોહિત–બનાની થઇને આ શું કરે છે ? આમ કરવું તને ઘટતું નથી ૪૦

વળી તું વિચાર કર કે —

સંયોગ જેનો સાંપડ્યો હોગે વિયોગ જ તેહનો,
જિમ પંખીનો મેળો તરુ પર તેમ મેળો સર્વનો,
મરનાર મળવાનો નથી શું કામ પાછળ તેહની,
મંગ્વા કરે છે ધમપછાડા એ નિશાની મૂર્ખની ૪૧

અર્થ —હે જીવ ! આ જન્મમા–સંસારમા જેનો સંયોગ થયો છે તેનો વિયોગ થવાનો જ છે જેમ રાત્રે વૃક્ષ પર જુદી જુદી દિશાએથી આવેલા પક્ષીઓનો મેળો મળે છે તેવો આ

સબધીઓનો મેળો મળ્યો છે આ બધા પણ જુદા જુદા ભવો માથી અહીં આવીને ભેગા થયેલા છે તું જાણે છે કે તેમાથી ગમે કે અકાળે કોઇ મરણ પામ્યુ તો તે મરનાર ફરી પણ પાછો મળવાનો નથી તો તેની પાછળ મરવા માટે શા સારુ ધમપછા'' કરે છે? મરી જવાથી પણ તેની ભેગા થવાય તેમ નથી આ તો બધી તારી મૂર્ખતાની પ્રત્યક્ષ નિશાનીઓ છે તુ ભૂલ ખાય છે ૪૧

અજ્ઞાનથી પાડે બગડા આર્ત્તધ્યાને આથડે,
તેથી જ ચીકણા કર્મ બાંધે ખાડ ખોદે તે પડે,
ષટ્ખડ નાયક કેશવો બળદેવ બળવતા હતા,
પણ આઉખુ નિજ પૂર્ણ હોતા મરણપથે ચાલતા ૪૨

અર્થ —મૂર્ખ મનુષ્યો શોકનું નિમિત્ત પ્રાપ્ત થાય ત્યારે બરાડા (રાડો) પાડે છે, આર્ત્તધ્યાન ધ્યાવ છે, જ્યા ત્યા જમીન પર આળોટે છે અને તેથી ચીકણા કર્મ બાંધે છે વળી પારકુ અહિત કરનારની સ્થિતિ 'ખાડો ખોદે તે પડે' એવી થાય છે તુ તારા સબધીઓના મરણથી ખેદ પામે છે પરતુ છ ખડના સ્વામી ચક્રવર્તી, ત્રણ ખડના સ્વામી વાસુદેવો અને બળદેવો વિગેરે પણ આયુ પૂર્ણ થતા મરણને પથે પડી જાય છે-મરણ પામે છે એવા પણ અહીં કાયમ રહી શકતા નથી તો બીજાનો શો આશરો? માટે ખેદ કરવો તે નકામો છે ૪૨

કાયર પુરુષ મરનારની કેડે મરણને ચાહતા,
તેવા પ્રસગે સત્ત્વશાળી ધૈર્ય ઉત્તમ ધારતા,
શોક કરતા ને રડતા સત્ય ફળ ના સપજે,
જે જન્મ પામે તે મરે એ નિયમ હૃદયે રાખજે ૪૩

અર્થ —વળી જે કાયર પુરુષ હોય છે તે મરનારની પાછળ તેના વિયોગ દુઃખથી મરવા ઇચ્છે છે, પરંતુ તેવા પ્રસંગે સત્વશાળી મનુષ્યો તો ઉત્તમ એવું ધૈર્ય ધારણ કરે છે વિચાર કરે કે મરનારની પાછળ શોક કરતા કે રડતા કાંઈ સાચું ફળ મળતું નથી અર્થાત્ જનારનો મેળાપ કોઈ રીતે થતો નથી માટે તું આ નિયમ મનમાં ધારી જ રાખજે કે જે જન્મે છે તે જરૂર મરે જ છે એમાં જરા પણ આશ્ચર્ય જેવું નથી ૪૩

એનું જ હોવે મરણ ને બીજાનું મૃત્યુ ના બને,
તો ગોટ કરવો વ્યાજબી પણ એહવું ન કદી બને,
છદ્મસ્થ મરળા જીવને આ કાયદો લાગુ પડે,
ધનવંત કે નિર્ધન ભલે તોળાય મૈ એકે ધડે ૪૪

અર્થ —વળી જો તારા સબંધીનું જ મરણ થયું ને બીજાનું મરણ થતું ન હોય તો શોક કરવો વ્યાજબી છે, પરંતુ એવું કાંઈ બનતું જ નથી છદ્મસ્થ-સંસારી એવા સર્વ જીવોને એ મરણનો કાયદો એક સરખી રીતે લાગુ પડે છે ધનવંત કે નિર્ધન ગમે તે હોય પણ મરણ પાસે તો એક ત્રાજવે જ તોળાય છે ૪૪

પ્રિય બંધુ આદિકના મરણથી રુદન કિમ તું આદરે ?
શિક્ષા ભલી આપી તને મરનાર પરભવ સંચરે,
હે ભાઈ ! ચેતી ચાલજે વિશ્વાસ ન કરીશ કાળનો,
અણચિંતવ્યું આવે મરણ ઝટ પંથ લેજે ધર્મનો ૪૫

અર્થ —હે ભાઈ ! તું તારા વહાલા બંધુ વિગેરેના મર

સુધી રુદન શા માટે કરે છે? તે તો તને સારી શિખામણ આપીને પરભવમા ગયેલ છે તેણે એવી શિખામણ આપી છે કે-હે ભાઇ! તું ચેતીને ચાલજે, મરણનો વિશ્વાસ કરીશ નહી તે અણચિંતવ્યુ આવીને તને પકડી જશે, માટે તુ જેમ બને તેમ જલ્દીથી ધર્મને પથે પડી જજે-બની શકે તેટલો ધર્મ કરવા લાગી જજે ૪૫

અનુત્તર સુરોનુ આઉખુ તેત્રીશ સાગરનુ કહ્યુ,
તેવા સુરો પણ ચ્યવન પામે એમ જિનમતમા કહ્યુ
નિશ્ચય મરણ સસારીનુ તેથી નીકળ ઊભે પગે,
ને સાધ સજમ તેમ કરતા બ્હાદુરી છે ત્યા લગે ૪૬

અર્થ —અનુત્તર વિમાનના દેવો કે જેનુ આઉખુ તેત્રીશ સાગરોપમનુ અથાત્ અસખ્યાત વર્ષોનુ છે તેવા દેવો પણ આયુ પૂર્ણ થતા ત્યાથી ચ્યવે છે અને મનુષ્ય થાય છે એમ જૈન શાસ્ત્રમા કહેલુ છે વળી સસારી જીવોનુ મરણ નિશ્ચય થવાનુ જ હોય છે તો તુ ઊભે પગે[1] નીકળ-સસાર છોડી અને સયમની સાધના કર તેમ કરવામા જ તારી બહાદુરી એમ સમજ ૪૬

આડે પગે તો સર્વ નીકળે ત્યા ન હુશિયારી જરા,
આવ્યો સમય ચાલ્યો જશે મળશે ન આ તક ફરી ફરી
મરનાર નરને જોઇને એ બોધ મનમા રાખજે,
હે જીવ! જીવન સુધારજે તિમ અન્યને સભળાવજે

---

૧ મરણ પામ્યા પછી કાઢે છે તે આડે પગે નીકળવાનુ છે

અર્થ —હે જીવ ! ઊલે પગે નીકળવાનું એટલા માટે કહ્યું છે કે—આડે પગે તો બધા નીકળે છે એમાં કાંઈ હુશિયારી નથી, પણ આ ધર્મ સાધવાનો આવેલો સમય ચાલ્યો જશે તો તે ફરી ફરીને મળવાનો નથી, માટે મરનાર મનુષ્યને જોઈને તું આ શિખામણ ( આ બોધ ) તારા હૃદયમાં ધારણ કરજે તારા જીવનને સુધારજે અને અન્યને પણ આ વાત સમજાવી–સંભળાવી તારો દાખલો લેય તેમ કરજે ૪૭

મંત્રીશ વસ્તુપાળને પૂછે કુશળ બીજા જનો,
' આયુ ઘટે છે નિત કુશળ ક્યાં ? ' દે જવાબ વિવેકનો,
આશ્ચર્ય એ મરતા ઘણા તોયે બીજા રહેવા ચહે,
નિદ્રા ઉડાડીને સુણી એ સુજન શિવપંથે ગ્રહે ૪૮

અર્થ —વસ્તુપાળ મંત્રીશ્વરને જ્યારે અન્ય જનો કુશળ પૂછતા ત્યારે તે ઉત્તરમાં કહેતા કે–' હે ભાઈ ! નિરંતર આયુષ્ય ઘટતું જાય છે ને મરણ નજીક આવતું જાય છે ત્યાં કુશળતા ક્યાંથી હોય ! ' આવો વિવેકયુક્ત જવાબ આપતા હતા વળી કહેતા કે–આ જગતમાં આશ્ચર્યની વાત તો એ છે કે–પોતાની નજરે અનેકને મરણ પામતા જુએ છે છતાં પોતે જીવવાને–કાયમ રહેવાને ઇચ્છે છે સજ્જનો તો આ વાત સાંભળી પ્રમાદ નિદ્રાને તજી દઈને મોક્ષમાર્ગે જ સંચરે છે–પગલાં ભરે છે ૪૮.

લાગણીથી ધર્મ કરતા પાપકેરા જોરને,
નિશ્ચય ઘટાડીશ ને વધારીશ પુણ્યકેરા ગૌરને,
બળવાન જન કમજોર નરને જેમ શીઘ્ર દબાવતો,
તિમ પાપ પુંજ દબાય છે જો પુણ્ય બળિયું હોય તો ૪૯

અર્થ—હે ભાઈ! જો તુ લાગણીપૂર્વક ધર્મ કરીશ તો જરૂર પાપના જોરને ઘટાડીશ અને પુણ્યના બળને વધારીશ પછી તુ જગતમા જુએ છે કે–બળવાન મનુષ્ય કમજોર માણસને દબાવે છે તેમ પુણ્યનુ બળ વધતા તારો પાપપુંજ દબાઈ જશે ૪૯

હવે જુગુપ્સા મોહનીના બધહેતુ કહે છે—

નિંદા [1]કરતા સઘની તેને વળી [2]તરછોડતા,
ઉત્તમ સદાચારીતણી નિત ખોદણીને [3]સાધતા,
ત્રણ કારણે અજ્ઞાનજન બાધે જુગુપ્સા મોહની,
નિંદા કરીશ ના કોઈ દિન શ્રીસઘ ગુણી માનવતણી ૫

અર્થ—૧ શ્રી સઘની નિંદા કરતા તેમજ ૨ તેને તરછોડતા–તેનુ અપમાન કરતા અને ૩ ઉત્તમ સદાચારી મનુષ્યની નિરતર ખોદણી કરતા–આ ત્રણ કારણો અજ્ઞાનીજનો જુગુપ્સા મોહની બાધે છે માટે હે ભવ્યાત્મા! તુ કોઈ દિવસ પણ ચતુર્વિધ સઘની કે ગુણી મનુષ્યની નિંદા કે અપમાન કરીશ નહીં ૫૦

શ્રી સઘ કેટલો બહુમાન આપવા લાયક છે તે બતાવે છે–

શ્રી સઘના પદકમલકેરી ધૂળના પુજે કરી,
મુજ આગણુ પાવન થશે ક્યારે પરમ હરખે કરી?
મત્રીશ વસ્તુપાળ એવી ભાવના નિત ભાવતા,
ઉત્તમ વિવેકે સઘને તમ ચરણુ ધોઈ જમાડતા ૫

અર્થ—મત્રીશ વસ્તુપાળ પરમ હર્ષપૂર્વક એવી ભાવના નિરતર ભાવતા હતા કે–શ્રી સઘના ચરણકમળની ધૂળના પુજવડે મારુ આગણુ ક્યારે પવિત્ર થશે? આવી ભાવના સાથે

જ્યારે પ્રસંગ મળતો ત્યારે વિવેકપૂર્વક શ્રી સંઘના ચરણકમળ પોતાને હાથે ધોઇને ઘણી ભક્તિ સાથે જમાડતા હતા ૫૧

હો સંઘપતિ મોટા તમે ઇમ લોક બોલે મંત્રીને,
ત્યારે કહે વિનયે કરી શ્રી સંઘપતિના અર્થને,
સંઘ છે પતિ જેહનો હું તેહવો છું સંઘનો,
નાયક થવા લાયક નથી લઘુદાસ હું છું તેહનો ૫૨

અર્થ —જ્યારે લોકો વસ્તુપાળ મંત્રીને કહે કે-તમે તો મોટા સંઘપતિ છો ત્યારે તે વિનયપૂર્વક સંઘપતિ શબ્દનો આવો અર્થ કરતા કે-' સંઘ છે પતિ જેનો તેનો હું છું અર્થાત્ હું સંઘનો નાયક થવાને લાયક નથી પણ હું તો સંઘનો લઘુદાસ છું ' ૫૨

વળી સંઘના મહત્ત્વ સંબંધી કહેવું છે કે-

પૂજ્ય નંદીસૂત્રમાં જેની ઘણી ઉપમા કહી,
જે રત્નકેરી ખાણ સમ પ્રભુ જેહને નમતા સહી
જિમ ખાણમાં રત્નો ઘણા તિમ સંઘમાં રત્નો ઘણા,
અરિહંત કેવળી ગણધરો શ્રુતકેવળી આદિક ઘણા. ૫૩

અર્થ —પૂજ્ય એવા નંદીસૂત્રમાં શ્રીસંઘને ઘણી ઉપમાઓ કહેલી છે જે રત્નોની ખાણ છે અને જેને પ્રભુ તીર્થંકર પણ નમે છે જેમ ખાણમાં રત્નો અનેક પ્રકારના-ઘણા હોય છે તેમ શ્રીસંઘમાં પણ અરિહંત, કેવળી, ગણધર અને શ્રુતકેવળી વિગેરે થનારા ઘણા રત્નો જીવો હોય છે ૫૩ વળી—

જે સઘની પૂજા કરે તે જાતિ કુળ નિર્મળ કરે,
છેદે જ દુર્ગતિ દોરડા નિજ નામને શગિમ ડળે,
લખતો જલાજળી દે જ દુ:ખને સ્વર્ગશિવની સપદા,
પામે જ તે જન અલ્પકાળે તીર્થપતિની સપદા ૫૪

અર્થ —જે શ્રીસઘની પૂજા કરે છે તે પોતાની જાતિને અને કુળને નિર્મળ કરે છે, વળી દુર્ગતિરૂપ દોરડાના સબધને કાપી નાખે છે અને ચદ્રમડળમા પોતાનુ નામ લખાવે છે, દુ ખને જળાજળી આપે છે, સ્વર્ગ ને મોક્ષના સુખની સપદા પામે છે એટલુ જ નહીં પણ અલ્પ કાળમા તીર્થપતિપણાની સપદાને પણ પામે છે ૫૪

વર આગણે તેના જ હોવે વૃષ્ટિ સોનૈયાતણી,
ઘરમા ય દાખલ થાય રત્ન નિધાન વર રળિયામણી,
આ સુરલતા તેના ઘરે ઊગે જ ઘર પાવન કરે,
જે જનતણુ શ્રી સઘ તેને લાભ બોલેલા મળે ૫૫

અર્થ —જે મનુષ્યનુ ઘર શ્રીસઘ પાવન-પવિત્ર કરે તેને ઘર આગણે સોનૈયાની વૃષ્ટિ થાય, રત્નના નિધાનની રળિયામણી શોભા તેના ઘરમા દાખલ થાય અને વાછિત ફળ આપનારી કલ્પવલ્લી તેના ઘરના આગણામા ઊગે-આટલા લાભ તેને મળે ૫૫

જે તીર્થરૂપ ગણાય પ્રભુજી સમવસરણે બેસતા,
" ॐ નમો તીત્થસ્સ " બોલી દેશના નિત આપતા,
મહિમા વધે શ્રી સઘનો વાચસ્પતિ કહી ના શકે,
ભડાર ગુણનો સઘ જાણો ભક્તિથી ભવ તરી શકે. ૫

અર્થ —જે સંઘ તીર્થરૂપ ગણાય છે [illegible]
બેસતા તીર્થંકર પણ ૐ नमो तित्थस्स એ [illegible]
સ્કાર કરે છે અને પછી દેશના આપે છે [illegible]
મહિમા એટલો બધો છે કે વાચસ્પતિ પણ તે [illegible]
નહી એ શ્રી સંઘ ગુણનો ભંડાર છે અને [illegible]
જીવ આ સંસારસમુદ્રથી તરી શકે છે ૫

આ વિશ્વરૂપ સરોવરે જિનધર્મરૂપ [illegible]
શ્રીસંઘ જાણે હંસ ઉત્તમ હોય એમ [illegible]
એવી જ ઉત્તમ ભાવના મંત્રીશ [illegible]
તે આગલી શુભ ભાવના પણ ભા[illegible]

અર્થ —આ વિશ્વરૂપ સરોવ[illegible]
શ્રી સંઘ જાણે ઉત્તમ હંસ સદૃશ હો[illegible]
આવી ઉત્તમ ભાવના વસ્તુપાળ મંત્રીશ્વ[illegible]
સંઘ વિષે પ્રથમ કહેલી ભાવના પ[illegible]

ભવમાં રખડતા જીવ ! તું બ[illegible]ની
ઋદ્ધિ અને સામ્રાજ્ય પામ્યો [illegible]ની
પદવી મળે ના જો મળે તો એ[illegible]ની
માટે સંઘપતિ બની કર ભક્તિ[illegible]ની ૫૮

અર્થ —હે જીવ ! આ [illegible]
વખત મનુષ્ય સંબંધી અને દે[illegible]

પામ્યો પણ પૂજ્ય સંઘપતિની પદવી પામ્યો નથી, તથી જે તે પદવી તને પ્રાપ્ત થાય તો તે તારા ભાગ્યોદયની નિશાની સમજવી, માટે સંઘપતિ થઇને શ્રી સંઘ ની ભક્તિનો લાભ લે ૫૮

હવે સંઘપતિ થવાની યોગ્યતા કોનામા હોય? તે કહે છે —

માતાપિતાનો ભક્ત જે પરિજન સ્વજન સંતોપતો,
શાંત સ્વભાવે જેહ શ્રદ્ધા રંગ પૂરે દીપતો,
મદ કલહ ટાળણહાર ઉજ્જ્વળ શીલબુદ્ધિ ધારતો,
દાન વર્ષી તિમ દયાળુ પરવિભવ ગુણ પેખતો ૫૯

આનંદને ધરતો નિરન્તર તેમ પંચ દકારને,
દાક્ષિણ્ય ગુણથી ગોભતો ત્રણ કાળ પૂજે નાથને,
તેવા ગુણો જે ચિત્ત ધારે તેહ સંઘપતિ મુણો,
એ ભાવ સંક્ષેપે કહ્યો વિસ્તાર શાસ્ત્ર વિષે ગણો ૬૦

અર્થ —જે માતાપિતાનો ભક્ત હોય, સ્વજન પરિવારને સંતોષ આપનાર હોય, શાંત સ્વભાવી હોય, શ્રદ્ધા રંગના સમૂહથી દીપતો હોય, મદ ને કલહનો ટાળનાર હોય, ઉજ્જ્વળ શીલગુણને તેમજ નિર્મળ બુદ્ધિને ધારણ કરનાર હોય, દાન હોય, દયાળુ હોય, પારકા વૈભવને તેમજ ગુણને જોનારો હોય જોઇને રાજી થનારો હોય, નિરંતર આનંદી સ્વભાવવાળો હોય પાંચ દકાર( દમ, દયા, દાન, દક્ષતા ને દીનતા—નમ્રતા )ને ધારણ કરનારો હોય, દાક્ષિણ્યતાના ગુણથી ગોભીતા હોય અને ત્રણ કાળ દેવગુરુની પૂજા ભક્તિ કરનારો હોય આવા ગુણોને જે ચિત્તમા ધારણ કરનાર હોય તને તમારે સંઘપતિ થવાને યોગ્ય

ગ્જાણુરો કત્તો કહે છે કે—મે આ ભાવ અહીં સક્ષેપથી કહેલ છે, ગ્ણાકી શાસ્ત્રમા ના આને માટે ઘણો વિસ્તાર કહેયો છે ૫૯-૬૦

વસ્તુપાળ મ ત્રી શ્રી સ ઘની ભક્તિ કરના ભાવના ભાવે છે કે —

આજ પૂરા ભાગ્ય ખીલ્યા આજનો અવસર ભલો,
આજે ફળી આશા જનકની માહરી માતાતણો,
આજે જ આશીર્વાદ ફળિયો સિદ્ધગિરિમા આવતા,
યાત્રાળુઓની ભક્તિ કરવા સમય ઉત્તમ પામતા ૬૧

હુ ધન્ય વળી કૃતકૃત્ય માનુ જન્મ પાવન માહરો,
સફળી ઘડી મુજ આજની ને દિવસ પાવન માહરો,
ઇમ મ ત્રી વસ્તુપાળ ભાવી સ ઘની ભક્તિ કરે,
બહુ લાભ પામે એ સુણીને સ ઘપતિ શિક્ષા ધરે ૬૨

અર્થ —આજે મારા ભાગ્ય પૂરેપૂરા ખી લ્યા, આજે મને શ્રેષ્ઠ અવસર પ્રાપ્ત થયો, આજેજ મારા પિતાની આશા ફળિભૂત થઇ અને આજે જ મારી માતાના આશીર્વાદ આ સિદ્ધગિરિમા આવતા મને ફળ્યા છે જેથી હુ યાત્રાળુઓની ભક્તિ કરવાનો અવસર પામ્યો હુ ધન્ય છુ, કૃતકૃત્ય છુ, આજે મારો જન્મ પાવન થયો એમ માનુ છુ આ ઘડી સફળ છે અને આજનો દિવસ પણ પવિત્ર છે આવી ભાવના ભાવતા સતા મ ત્રીશ્વર વસ્તુપાળ શ્રી સ ઘ ની ભક્તિ કરે છે આ પ્રમાણેની હકીકત સાભળીને જે સ ઘ પતિની શિક્ષાને (યોગ્યતાને) પોતાના હૃદયમા ધારણ કર તે ઘણો લાભ પામે ૬૧-૬૨

હવે જીવ સ્ત્રીવેદ કેમ બાંધે? તેના કારણો કહે છે —

લોલુપતા[1] વિષયાદિમાં ન કરીશ જૂઠાં વયણને,[2]
તજ વક્રતા[3] ઇર્ષ્યા[4] પરસ્ત્રીના વિલાસો પ્રેમને,[5]
એ પાંચ કારણ ના તજે તો બાંધતા સ્ત્રીવેદને,
ધારી સરલતા સત્ય બોલી શીવ નિર્મળ ધારને ૬૩

અર્થ —હે જીવ! ૧ તું ઇંદ્રિયોના વિષયાદિકમાં લોલુપતા–આસક્તિ કરીશ નહીં, ૨ અસત્ય વચનો બોલીશ નહીં, ૩ વક્રતા ને ૪ ઇર્ષ્યા તેમજ ૫ પરસ્ત્રીના વિલાસોને–તેના પ્રેમને તજી દેજે જો આ પાંચ કારણ તજીશ નહીં તો સ્ત્રીવેદ બાંધીશ, માટે તેને તજી સરલતા ધારણ કરજે, સત્ય બોલજે અને નિર્મળ શિયળને ધારણ કરજે ૬૩

ઉપર સ્ત્રીવેદ બાંધવાના પાંચ કારણો બતાવ્યા તે કારણોથી થતી હાનિ અને નુકશાન વિશેષ પ્રકારે બતાવે છે —

પરનારીમાં આસક્ત ને તિમ વિષયલોલુપ જીવને,
રોગાદિ બૂરા નીપજે સુણજે જ ત્રીજા અંગને,
રોગની ઉત્પત્તિ ત્યાં નવ કારણે પ્રભુ ઉચ્ચરે,
ઇર્ષ્યાતણા બૂરા વિપાકો અગ્નિશર્માને મળે ૬૪

જૂઠાં વયણ ઉચ્ચારતા વસુરાય દુ ખ બહુ પામતા,
વક્રતાને રાખતા સ્ત્રીભાવ તિરિપણુ પામતા,
ભગવંત શ્રીમુખ બોલતા સીતા જનો સુખ પામરો,
ભાવ ચોખ્ખા રાખનારો નખડપટી ટાળશે ૬૫

અર્થ —પરસ્ત્રીમા આસક્ત પુરુષને તેમ જ વિષયના લોલુપીને અનેક પ્રકારના માઠા વ્યાધિઓ થાય છે એમ ત્રીજા અગ-ઠાણાગમા કહ્યુ છે રોગની ઉપત્તિના ત્યા નવ કારણો પ્રભુએ કહ્યા છે ઈર્ષ્યાના માઠા વિપાક જે અગ્નિશર્મા તાપસને પ્રાપ્ત થયા છે તે જાણી ઇર્ષ્યાને તજજે અસત્ય વચન બોલવાથી વસુરાજા ઘણા દુખો પામ્યો હતો વક્રતા રાખવાથી જીવ સ્ત્રીવેદ ને નિર્યચપણુ પામે છે અને શુદ્ધ ભાવવાળો આ સસારની રખડપટ્ટી ટાળી શકે છે આમ જાણી એ બધા દોષોથી દૂર રહેજે ૬૪-૬૫

હવે પુરુષવેદ બાધવાના કારણો કહે છે —

નિજ નાર સતોષી બની[1] ગુણીને સુખીને જોઈને,
ઇર્ષ્યા કરે ના એમ માની પૂર્વભવના પુણ્યને,[2]
કરતા કષાયો પાતળા[3] જિનધર્મ ચોખ્ખા દિલથી,[4]
ચઉ કારણે નરવેદ બાધે એમ જાણ્યુ શાસ્ત્રથી ૬૬

અર્થ —૧ જે સ્વદારાસતોષી હોય, ૨ બીજા ગુણીને તેમજ સુખીને જોઇને જે ઇર્ષ્યા ન કરે, તેના પૂર્વભવના પુણ્યનો ઉદય માને ૩ કષાયો જેમ બને તેમ પાતળા-અલ્પ ધરાવે અને ૪ જૈન ધર્મનુ ચોખ્ખા દિલથી આરાધન કરે-એ ચાર કારણે જીવ પુરુષવેદ બાધે છે, એમ શાસ્ત્રોથી જાણેલુ છે ૬૬

હવે નપુસકવેદ બાધવાના કારણો કહે છે —

ઉભયમા આસક્તિ રાખે[1] ભાડચેષ્ટા આદરે,[2]
સ્ત્રી આદિના વ્રતભગ કરતો ભોગ ઇચ્છા અતિ ધરે

ક્રોધાદિ તીવ્ર કષાય ધરતા[૪] એહવા ચઉ કારણે,
કિંકર બનેલા મોહના બાંધે નપુંસક વેદને ૬૭

અર્થ —૧ સ્ત્રી અને પુરુષ બંને પર જે આસક્તિ રાખે, ૨ ભાંડચેષ્ટા કરે, ૩ સ્ત્રી આદિના વ્રતાનો ભંગ કરતા છતા કામભોગની તીવ્ર ઈચ્છા ધરાવે અને ૪ ક્રોધાદિ તીવ્ર કષાયોને ધારણ કરે–આ ચાર કારણે મોહરાજાના દાસ બનેલા જીવો નપુંસકવેદ બાંધે છે ૬૭

ચારિત્રમોહની બાંધવાના સામાન્ય સાત કારણો કહે છે —

નિંદા કરતા સાધુની[૧] વળી વિઘ્ન કરતા ધર્મીને[૨],
નિત્ય અવિરતને વખાણે[૩] દેશવિરતિવંતને,
બહુ અંતરાય કરે[૪] વખાણે નિત્ય નારી આદિને[૫],
ચારિત્રમાં દૂષણ બતાવે[૬] નોકષાય કષાયને ૬૮

પ્રકટાવનારો[૭] સાત કારણ તીવ્ર સંયમમોહની,
બાંધે બચી એથી ન કરજે નિંદના મુનિરાજની,
મદદ કરજે ધર્મીને ચારિત્ર નિત્ય વખાણજે
હોતા કષાય સમાવજે બળ મોહનું જ ઘટાડજે ૬૯

અર્થ —૧ સાધુની નિંદા કરતા, ૨ ધર્મીને ધર્મકાર્યમાં વિઘ્ન કરતા, ૩ અવિરતિ મનુષ્યોને વખાણતા, ૪ દેશવિરતિવાળાને બહુ પ્રકારના અંતરાય કરતા, ૫ સ્ત્રી આદિના વખાણ કરતા, ૬ ચારિત્રવાનમાં દૂષણો બતાવતા અને ૭ કષાય તથા નોકષાયને પ્રગટાવતા–આ સાત કારણે જીવ ચારિત્રમોહની કર્મ બાંધે છે

માટે તેથી બચી જવા માટે મુનિરાજની નિંદા કરીશ નહી, ધર્મી જીવોને મદદ કરજે, ચારિત્રીના વખાણ કરજે અને કષાય પ્રગટ થતા જ તેને સમાવી દેજે તેમજ મોહનુ ગાઢ ઘણાડજે જેથી ચારિત્ર-મોહની બધાશે નહી ૬૮-૬૯

હવે જીવ નરકાયુ શાના હેતુ બાધે તે કહે છે —

પચેન્દ્રિને હણતા[1] ઘણા સાવદ્ય આરંભે કરી,[2]
મૂર્છા સ્વરૂપ પરિગ્રહ કરતા[3] ક્રૂરતાને આદરી[4],
માંસ ખાતા[5] રૌદ્રધ્યાને[6] વૈરબુદ્ધિ થિર કરી[7],
પહેલા[8] કષાયે કૃષ્ણ[9] નીલ[10] કાપોત[11] લેશ્યા દિલ ધરી ૭૦

જૂઠ વદતા[12] ચોરી કરતા[13] ભોગ સાધન સેવતા,[14]
ઇંદ્રિયવશે બહુ પાપ કરતા[15] નરક જીવિત બાંધતા,
હે જીવ ! પદર કારણો એ છોડજે નિત ચેતતા,
નરકાયુને બાંધ્યા પછી પરતંત્ર જન ના છૂટતા ૭૧

અર્થ —૧ પચેદ્રિય જીવોને હણતા, ૨ ઘણા સાવદ્ય આરંભ કરતા, ૩ પરિગ્રહની અતિશય મૂર્છા ધરાવતા, ૪ ક્રૂરતાને ધારણ કરતા, ૫ માંસ ખાતા, ૬ રૌદ્રધ્યાન ધ્યાતા, ૭ વૈરબુદ્ધિને સ્થિર કરતા, ૮ પહેલા અનતાનુબંધી કષાયમા વર્તતા, ૯-૧૦-૧૧ કૃષ્ણ, નીલ ને કાપોત એ ત્રણ અશુભ લેશ્યા ધરતા, ૧૨ અસત્ય બોલતા, ૧૩ ચોરી કરતા, ૧૪ ભોગના સાધનોને વારવાર સેવતા અને ૧૫ ઇદ્રિયોને વશ થઈને બહુ પ્રકારના પાપો કરતા જીવ નરકગતિનુ આયુ બાધે છે, માટે હે જીવ ! તુ એ પદર કારણો તજી તેનાથી

નિત્ય ચેતતો રહેજે, કારણ કે નરકાયુને બાંધ્યા પછી તો પરતંત્ર થઈને તેનાથી છૂટી શકાતુ નથી—નરકે જવુ જ પડે છે ૭૦-૭૧

હવે ઉપર જણાવેલા કારણો ન સેવવાનો હેતુ બતાવે છે –

માકડ પકડતા દૂર ભાગે એહથી સમજાય છે,
જીવન વ્હાલુ માનનારા સર્વ જીવ જણાય છે,
માટે હણાશ ના કોઇને ન કરીશ આરંભો કદી,
ધન આદિની મૂર્છા તજી સાચા વયણ નિત્યે વદી ૭૨

મન વચન કાયાએ કરી કરુણા નિરન્તર પાળજે,
સાત વ્યસનો છોડજે વળી આર્ત્ત-રૌદ્ર ન ધ્યાવજે,
વૈર ના કદી રાખજે હોતા જ શીઘ્ર ખમાવજે,
આલોચના રુડી જ દુ:કર કહત ચૂર્ણિ નિશીથ જે ૭૩

પ્હેલા કષાયો કૃષ્ણ નીલ કાપોત લેશ્યા છોડજે,
રાગી કરીશ ના કોઇ દિન વિષયો બધા તરછોડજે,
માતાપિતાને મેઘકુમારે વિષય દુ:ખદાયી કહ્યા,
છેવટ જવાબ અચોટ દેતા જનક જનની થિર થયા ૭૪

પુત્રભિક્ષા આપવા પ્રભુ વીરને તત્પર થયા,
મેઘમુનિ સંયમ ધરીને સર્વથા સુખિયા બન્યા,
મોટા વિદેહે સિદ્ધિ લેશે એમ છઠ્ઠા અંગમા,
એવુ સુણી વિષયાદિને તજ દૂર સમજી સાનમા ૭૫

આ ચાર કાવ્યમાથી શરૂઆતના અઢી કાવ્યમા નરકાયુ બધના હેતુઓ દૂર કરવા–તજવા સબધી ઉપદેશ આપ્યો છે અને પાછળના દોઢ કાવ્યમા મેઘકુમારની ટૂકી કથા કહીને વિષયોનુ ત્યાજ્યપણુ અને સસારને છોડવા લાયક સમજાવ્યો છે તે આ પ્રમાણે —

અર્થ —માખ્ડને પકડતા તે ભાગી જાય છે તેવી સમ જાય છે કે સર્વ જીવને જીવવુ વહાલુ છે, માટે હે ભવ્ય ! તુ કોઇ જીવને હણીશ નહીં અને જીવોની વિરાધના થાય એવા આ ભના કાર્યો કરીશ નહીં દ્રવ્યાદિની મૂર્છા તજી દેજે અને સત્ય વચનો બોલજે, મન–વચન–કાયાથી નિરતર દયા પાળજે, સાત વ્યસનો તજી દેજે–સેવીશ નહી, આર્ત્ત–રૌદ્ર ધ્યાન ધ્યાવીશ નહીં, કોઇની સાથે વૈર રાખીશ નહીં અને કંઇક અપ્રીતિનુ કારણ બનતા તત્કાલ ખમાવી લેજ, પાપની આલોચના વારવાર કર્યા કરજે, શ્રી નિશિથ સૂત્રની ચૂર્ણિમા આ કાર્ય દુષ્કર કહેલ છે પહેલા ચાર અનતાનુબધી કષાયો ટાળજે–કરીશ નહીં અને કૃષ્ણ, નીલ ને કાપોત લેશ્યા છોડી દેજે, એ લેશ્યાવાળા અધ્યવસાય સેવીશ નહીં, ચોરી કરીશ નહીં અને ઇંદ્રિયોના વિષયોને તરછોડજે અર્થાત્ તના પર નિરાદર ભાવ રાખજે જે આ પ્રમાણે વર્તીશ તો નરકાયુનો બધ થશે નહીં

વિષયના દુ ખદાયીપણા ઉપર કર્ત્તા મેઘકુમારનુ દૃષ્ટાત કહે છે —મેઘકુમારે વીરપ્રભુની દેશના સાભળીને માતાપિતાને ઇંદ્રિયોના વિષયો મહાદુ ખદાયી છે એમ કહ્યુ ત્યારપછી પરસ્પર વિવાદ ચાલતા છેવટે જ્યાર મેઘકુમારે મચાટ જવાબ દીધો અને પોતે સસાર છોડવાને જ ઇચ્છે છે એમ ચોક્કસ કહ્યુ ત્યારે માતાપિતા ખિન્ન થઇ ગયા પછી શ્રી વીરપ્રભુને

પુત્રભિક્ષા આપવા તત્પર થયા ભિક્ષા આપી મેઘકુમાર પ્રભુ પાસે ચારિત્ર અગિકાર કર્યું ચારિત્ર પાળીને સુખી થયા મરણ પામીને સર્વાર્થસિદ્ધે દેવ થયા ત્યાંથી આવીને મોટા વિદેહમા—મહાવિદેહ ક્ષેત્રમા મનુષ્ય થઇને મોક્ષે જશે આ પ્રમાણે જ્ઞાતાધર્મકથામા કહ્યુ છે આ દૃષ્ટાત સાભળી માનમા સમજી જઇને વિષયાદિને દૂર તજી દેજે કે જેથી તારુ કલ્યાણ થશે ૭૨-૭૧

વળી આ સબધમા વિશેષ કહે છે —

પ્રભુવાણીને સુણવાથકી વશ થાય મનરૂપ વાદરો,
એમ કરવાથી જ ઇંદ્રિય હોય વશ કહે ગણધરો,
ઉપદેશ પદ્ચ કારણોને છોડવા સક્ષેપથી,
મે સૂત્રને અનુસાર દીધો અગ પણ વિપરીત નથી ૭

અર્થ —પરમાત્માની વાણી સાભળવાથી મનરૂપ વાનર વશ થાય છે અને એમ કરવાથી જ ઇંદ્રિયોરૂપ અશ્વ પણ વશ થાય છે એમ ગણધરો કહે છે કર્તા કહે છે કે—મે નરકાયુ બાધવાના પદ્ચ કારણો ન સેવવા માટે સક્ષેપથી ઉપદેશ સૂત્રને અનુસારે જ આપ્યો છે એમા જરા પણ વિપરીત કહેલ નથી ૭૨

હવે તિર્યંચ આયુના ૧૩ બધહેતુ કહે છે —

ઉન્માર્ગની દઇ દેશના[1] કરતા વિનાશ સુમાર્ગનો[2],
પરદ્રવ્યને સતાડતા[3] આદર દ્વિતીય કષાયનો[4],
કરતા[5] કપટ [6]વ્રત—શીલને કરતા મલિન[7] આરભને,
પરિગ્રહ કરતા[8] આર્ત્તધ્યાની[10] ચિત્ત રાખે શલ્યને[11] ૭

કાપોત[12] નીલ લેશ્યા[13] બળે તિર્યંચ આયુ બાંધતા,
એ તેર કારણ ગણધરો નિજ શિષ્યને સમજાવતા,
સન્માર્ગને નિત પોષવા શિવમાર્ગની શુભ દેશના,
હે જીવ ! દેજે છોડજે વ્યાપારને આરંભના ૭૮

અર્થ —૧ ઉન્માર્ગની દેશના આપવાથી, ૨ સન્માર્ગનો વિનાશ કરવાથી, ૩ પરદ્રવ્યને સંતાડવાથી, ૪ બીજા અપ્રત્યાખ્યાનાવરણી કષાયનો આદર કરવાથી, ૫ કપટ કરવાથી, ૬-૭ વ્રત તથા શીલને મલિન કરવાથી, ૮ આરંભો કરવાથી, ૯ પરિગ્રહ વધારવાથી, ૧૦ આર્તધ્યાન ધ્યાવાથી, ૧૧ શલ્યોને ધરાવવાથી અને ૧૨-૧૩ નીલ તથા કાપોતલેશ્યાના બળથી જીવ તિર્યંચનું આયુષ્ય બાંધે છે તેથી આ તેર કારણો તજવા માટે ગણધરો-આચાર્યો પોતાના શિષ્યોને સમજાવે છે કે જીવ ! તું પણ સન્માર્ગનું પોષણ કરવા માટે શિવમાર્ગની દેશના આપજે અને આરંભના વ્યાપારાદિ છોડી દેજે કે જેથી તિર્યંચ ગતિનું આયુ બંધાય નહીં ૭૭-૭૮

હવે ઉપર જણાવેલા કારણો તજવા માટે ઉપદેશ આપે છે —

પરદ્રવ્યને ઢેફું ગણી શુભ ધ્યાનને નિત સેવજે,
દિલમાં સરલતા રાખજે વ્રત શીલને સંભાળજે,
પરિગ્રહ તજી મિથ્યાત્વ માયા ને નિયાણું છોડજે,
કાપોત નીલ લેશ્યાતણા પરિણામ ન કદી રાખજે ૭૯

જેણે કરી શ્રાવકપણું આ જીવડો પામે નહીં,
બીજા કષાયો તેહવા જાણી ઉદયવશ થા નહીં,

મનમા ય એવા અક્ષરો નિત કોતરીને રાખજે,
મન વચન કાય સુધારજે તિર્યંચના દુ ખ ટાળજે. ૮૦

અર્થ —પારકા દ્રવ્યને માટીના ઢેફા સમાન નિ સાર જાણીને તજી દેજે, શુભ ધ્યાનને નિરતર સેવજે, દિલમા સરલતા રાખજે, લીધેલા વ્રતનિયમાદિને બરાબર સભાળજે, પરિગ્રહ તજજે–ઘટાડજે, માયામિથ્યાત્વ અને નિયાણાને તજી દેજે, કાપોત ને નીલલેશ્યાના અધ્યવસાયો ધરાવીશ નહીં, જેના ઉદયથી જીવ શ્રાવકપણ પામી શક્તો નથી એવા બીજા અપ્રત્યાખ્યાનાવરણી કષાયોના ઉદયને વશ થઈશ નહીં, મનમા પણ એવા અક્ષરો કોરી રાખજે, મન–વચન–કાયાને સુધારજે અને અનેક તિર્યંચોના દુ ખો મટાડજે કે જેથી તને તિર્યંચ ગતિના દુ ખ પ્રાપ્ત થશે નહીં ૭૯–૮૦

હવે મનુષ્યગતિનુ આયુ કેમ બધાય ? તેના કારણો કહે છે —

આવો પધારો એમ કહી બોલાવતા ગુણવતને[1],
પોતે જ બોલાવે પ્રથમ ધારી ગૃહસ્થ વિવેકને,[2]
હિતકારી પ્રિય મિત વચન વદતા[3] દાન પરને આપતા,[4]
દેવ ગુરુને પૂજતા[5] તિમ ધર્મધ્યાને રાચતા[6]  ૮૧

આરભ[7] પરિગ્રહ[8] અલ્પ કરતા સરલતાને[9] રાખતા,
વ્યવહારમા મધ્યસ્થતા[10] કાપોત[11] પીત[12] લેશ્યા છતા,
મધ્યમ પરિણામે કરી[13] પરને સુખે સમજાવતા[14],
ત્રીજા કષાયે [15]શ્રેષ્ઠ નરના આઉખાને બાધતા  ૮૨

અર્થ —૧ આવો, પધારો, એવા મીઠા વચનોવડે પ્રથમ બીજા ગુણવંતને બોલાવતા એટલે એવા ગૃહસ્થપણાના વિવેકને ધારણ કરતા, ૨ હિત, મિત ને પ્રિય વચન બોલતા, ૩ દાન દેતા, ૪-૫ દેવગુરુને પૂજતા, ૬ ધર્મધ્યાનમા તત્પર રહેતા, ૭-૮ આરંભ પરિગ્રહને ઘટાડતા, ૯ સરલપણાને ધારણ કરતા, ૧૦ વ્યવહારમા મધ્યસ્થપણુ વરાતતા, ૧૧-૧૨ કાપોત ને નીલ લેશ્યામા વર્તતા, ૧૩ મધ્યમ પરિણામને સેવતા, ૧૪ બીજાને સારી રીતે સમજાવતા અને ૧૫ ત્રીજા કષાયમા વર્તતા જીવ મનુષ્યનુ આયુષ્ય બાંધે છે ૮૧-૮૨

હવે દેવગતિનુ આયુષ્ય બાંધવાના પંદર કારણો કહે છે —

પંદર સુરાયુ કારણો એમ તીર્થપતિજી બોલતા,
સંયમ સરાગે[1] દેશ સંયમ[2] શુદ્ધ શ્રદ્ધા[3] રાખતા,
કલ્યાણમિત્રતણો પરિચય[4] શુદ્ધ તપને[5] સાધતા,
ત્રણ રત્નને આરાધતા[6] નિષ્કામ નિર્જરણા થતા[7] ૮૩

મૃત્યુકાળે પદ્મલેશ્યા[8] પીતલેશ્યા રાખતા,
ધર્મ શ્રવણ કરવાતણો અભ્યાસ ઉજ્જવળ રાખતા,[10]
અવ્યક્ત સામાયિકબળે[11] અજ્ઞાનતપને સાધતા,[12]
શુભ પાત્રમાહે દાન[13] દેતા દેવભવને પામતા ૮૪

મરતા[14] ગળે ફાંસો દઈ જળ અગ્નિ[15] આદિક સાધને,
કંઈક લાયક જીવ સાથે બાંધતા સુર આયુને. —

**સમભાવની જ્યાં મુખ્યતા વિસ્તાર બોધ ન જે વિષે,**
**તેવી પવિત્ર ક્રિયા કહ્યું અવ્યક્ત સામાયિક શ્રુતે ८५**

પ્રથમ અહીં કારણમાં દેવાયુ બાંધવાના ૧૫ કારણો કહ્યા છે અને છેલ્લા બે પાદમાં અવ્યક્ત સામાયિકનું સ્વરૂપ કહ્યું છે

અર્થ—દેવાયુ બાંધવાના ૧૫ કારણો છે એમ તીર્થપતિએ કહેલ છે તે આ પ્રમાણે–૧ સરાગ સયમવી, ૨ દેશ વિરતિપણાથી, ૩ શુદ્ધ શ્રદ્ધા ધરાવવાથી (સમકિતથી), ૪ કલ્યાણમિત્ર(ધર્મ)નો પરિચય નિરંતર રાખવાથી, ૫ શુદ્ધ તપ કરવાથી, ૬ ત્રણ રત્ન (જ્ઞાન, દર્શન, ચારિત્ર)ને આરાધવાથી, ૭ અકામ નિર્જરાથી, ૮-૯ મૃત્યુ સમયે પદ્મલેશ્યા ને તેજોલેશ્યામાં વર્તવાથી, ૧૦ ધર્મ શ્રવણ કરવાનો અભ્યાસ નિરંતર રાખવાથી, ૧૧ અવ્યક્ત સામાયિકના બળથી, ૧૨ અજ્ઞાન તપ (કષ્ટ) કરવાથી, ૧૩ શુભ પાત્રમાં દાન દેવાથી, ૧૪ ગળે ફાંસો ખાઈને મરવાથી અને ૧૫ જળ અગ્નિ વિગેરેના સાધનવડે મૃત્યુ પામવાથી દેવતાને યોગ્યતાવાળા જીવ દેવગતિના આયુને બાંધે છે

સમભાવની જ્યાં મુખ્યતા છે પણ વિસ્તૃત બોધ નથી એવી રીતે પવિત્ર ક્રિયા કરવી તેને શાસ્ત્રકારે અવ્યક્ત સામાયિક કહ્યું છે ८૩-८४-८૫

કલ્યાણમિત્ર કોને કહીએ ? તે સમજાવે છે—

**સારણા વળી વારણા તિમ ચોયણા પડિચોયણા,**
**ધર્મમાં નિત્યે તને જે જોડવા કરતા સદા,**

**આયતનને સેવતા નિઃસ્વાર્થ તુજ હિત ચાહતા,**
**કલ્યાણમિત્રો તેહવા તું સેવજે પદ તેમના ૮૬**

અર્થ —તને ધર્મમાં જોડવા માટે જે નિરંતર સારણા, વારણા, ચોયણા ( પ્રેરણા ) ને પડિચોયણા કરતા હોય, ધર્મના આયતનને સેવનારા હોય અને નિરંતર તારું હિત ચાહનારા હોય તેને તું કલ્યાણમિત્ર જાણજે અને નિરંતર તેના ચરણની સેવા કરજે ૮૬

હવે છઠ્ઠા નામકર્મના બંધહેતુ કહે છે —

**બે ભેદ છઠ્ઠા કર્મના તે અશુભ શુભ ભેદે મુણો,**
**પહેલા કહું હેતુ અશુભના ત્યાગ કરજે તેહનો,**

અર્થ —છઠ્ઠા નામકર્મના બે ભેદ છે શુભ અને અશુભ તેમાં પહેલા અશુભ નામકર્મના હેતુ કહું છું તે જાણીને તેનો ત્યાગ કરજે

આની પછી સાડા છ કાવ્યમાં અશુભ નામકર્મના હેતુ કહ્યા છે તે આ પ્રમાણે —

**મનમાંહી રાખે વક્રતા[1] તિમ વક્ર વયણો બોલતા,[2]**
**કુટિલ કિરિયા કાયથી કરતા[3] બતાવી કુશળતા ૮૭**

**પરને જ છેતરતા[4] તથા માયા પ્રયોગો સાધતા,[5]**
**મિથ્યાત્વ દિલમાં રાખતા તિમ ચાડિયાપણું ચાખતા[6],**
**ચિત્તની ચપળતા રાખતા[8] તિમ નોટ આદિ બનાવટી,**
**સીક્કા બનાવે[9] તેમ રૂપિયા મ્હોર સર્વ બનાવટી ૮૮**

ખોટી જ શાખો પૂરતા[10] બહુ વસ્તુના વર્ણાદિને,
પલટાવીને સાચી કહી[11]કરતા વિવિધ વ્યાપારને,
ભૂલથાપમા નાખી અપરને માન આપી લોભને,
ભેળસેળ કરી કરતા[12] અન્નના વ્યાપારને ૮૯

કાપતા[13] જ કપાવતા[14] પર અગ તેમ ઉપાગને,
નિર્દયપણે તિમ વેચતા સાવદ્ય પજર[15] યત્રને,[16]
ત્રાજવા[17]તોલા[18] જ ખોટા માપને[19] નિપજાવતા,
નિત એહ ત્રણને વેચતા તિમ અન્યજનને નિદતા[20]૯૦

હણતા જ[21]જૂઠુ બોલતા[22] કરતા જ ચોરી[23] અન્યની,
આરભ[24] પરિગ્રહ[25] સેવતા ચેષ્ટા કરતા[26] વિષયની,
વચણો કહતા આકરા[27] હલકા વચણ ઉચ્ચારતા,[28]
વિવિધ વેષાદિક સજી[29] મદ આઠમાનો રાખતા[30]૯૧

ચેટ[31]કાર્મણ[32] આદિ ને બકવાદ[33] ક્રોધ[34] ઉદીરતા,
સૌભાગ્યનો ઉપઘાત કરતા[35] ત્યાગને લજવાવતા,[36]
દેતા ભૂષણ વેશ્યાદિને[37] કૌતુક ઘણા ઉપજાવતા,[38]
દશ પાચ કર્માદાન[5] કરતા હિવ કષાયો[39]રાખતા ૯૨

બ્હાને સદા દેવાદિના ગધાદિ વસ્તુ ચોરતા,[15]
વનમા ય દવ સળગાવતા[16] ચૈત્યાદિને વિણસાવતા,[17]
નામકર્મ ખરાબ બાવે એ જ ઊલટા હેતુઓ,
આરાધવાથી બાધતા શુભ નામકર્મ ભવિકજનો. ૯૩

અર્થ —અશુભ નામકર્મ બાંધવાના ૬૭ હેતુ આ પ્રમાણે —૧ મનમાં વક્રતા રાખે, ૨ વક્ર વચનો બોલે, ૩ ઉપરથી કુશળતા બનાવવાને માટે કાયાવડે કુટિલ ક્રિયા કરે, ૪ અન્યને છેતરે, ૫ માયા પ્રયોગો સાધે, ૬ દિલમાં મિથ્યાત્વ રાખે, ૭ ચાડિયાપણું કરે, ૮ ચિત્તની ચપળતા રાખે, ૯ નોટ અને સિક્કા, રૂપિયા, મહોર સર્વ બનાવટી બનાવે, ૧૦ ખોટી સાક્ષી પૂરે, ૧૧ વસ્તુના વર્ણાદિ બદલાવીને ખોટી વસ્તુને સાચી વસ્તુ તરીકે વેચે-વ્યાપાર કરે, ૧૨ અન્યને ભૂલવાપ ખવરાવી, કોઇને માન આપી, કોઇને લોભ આપી, વસ્તુમાં ભેળસેળ કરીને અનાદિનો વ્યાપાર કરે, ૧૩-૧૪ પરજીવોના અંગ કાપે અથવા કપાવે, ૧૫-૧૬ નિર્દયપણે સાધક એવા પંજર (પાંજરા) તથા યંત્રાદિ વેચે, ૧૭-૧૮-૧૯ ત્રાજવા, તોલાં ને માપ લેવા-દેવાના જુદા-ખોટા બનાવે, અને તે રીતે વસ્તુ લેય ને વેચે, ૨૦ અન્યની નિંદા કરે, ૨૧ હિંસા કરે, ૨૨ અસત્ય બોલે, ૨૩ અન્યની ચોરી કરે, ૨૪-૨૫ આરંભ પરિગ્રહ સેવે, ૨૬ વિષયચેષ્ટા કરે, ૨૭ અન્યને ખેદ થાય એવા આકરા વચનો કહે, ૨૮ હલકા વચનો બોલે, ૨૯ વિવિધ પ્રકારના વેષો કરે, ૩૦-૩૭ આઠ મદને ધારણ કરે, ૩૮-૩૯ ચોર ને કામણ કરે, ૪૦ નકામો બકવાટ કરે, ૪૧ ક્રોધને ઉદીરે, ૪૨ કોઇના સૌભાગ્યનો ઉપઘાત કરે, ૪૩ ત્યાગને લજવાવે-ત્યાગીપણું લજવાય તેવા કાર્ય કરે, ૪૪ વેશ્યાદિકને કામહેતુએ ભૂષણો વિગેરે આપે, ૪૫ કૌતુક ઉપજાવે, ૪૬-૬૦ પંદર કર્માદાનના વ્યાપારાદિ કરે, ૬૧-૬૪ ચાર કષાયો સેવે, ૬૫ દેવાદિના મિષે ગંધાદિ વસ્તુઓ ચોરે, ૬૬ વનમાં દાવાનળ

મળગાવે, ૬૭ ચૈત્યાદિનો વિનાશ કરે આટલા કારણોથી જીવ અશુભ નામકર્મ બાંધે અને એનાથી ઊલટા હેતુઓને સેવવાથી શુભ નામકર્મ બાંધે હે ભવ્યજનો! તમે આ વાત બરાબર સમજો ૮૭–૯૩

હવે તેથી વિપરીત કેવી રીત વર્તવાથી શુભ નામકર્મ બાંધે તે કહે છે —

મનથી વચનથી કાયથી નિત્ય સરળતાને રાખતા,
મન ધાર કરી દર્શન લહી ખોટા પ્રપંચો છોડતા,
તિમ ત્રાજવા ને કાટલા માપા જ સાચા રાખતા,
સંતોષવૃત્તિ રાખીને પાપે જ આશ્રવ છોડતા ૯૪
પ્રિય મિત વચણ હિત બોલતા તિમ વેષ ધાર્મિક રાખતા
નમ્રતાને રાખતા વાચાળતા દૂર ટાળતા,
રાખી ક્ષમા મુઠ ચોટ કાર્મણ દુમ્મણાદિક છોડતા,
કેળ ખોટો છોડતા વેશ્યા પ્રમુખ નહીં પોષતા ૯૫
ચૈત્યો ઉપાશ્રય ને પ્રતિમા નિત્ય સાચવતા છતા,
ધન જેહ ધર્માદાતણું તેને સદા સંભાળતા,
ના ઉપેક્ષા આદરે શ્રાવક સદા શક્તિ છતા,
તજતા જ કર્માદાન ઇમ શુભ નામકર્મો બાંધતા ૯૬

અર્થ —૧–૩ મનથી, વચનથી ને કાયાથી નિરંતર સરલતાને ધારણ કરવાથી, ૪ મન સ્થિર કરીને સમકિત દર્શન મેળવવાથી, ૫ ખોટા પ્રપંચોને છોડી દેવાથી, ૬–૮ ત્રાજવા,

કાટલા (તોલા) ને માપ સાચા રાખવાથી, ૯–૧૩ પાંચે આશ્રવોને તજવાથી, ૧૪ પ્રિય, હિત ને પરિમિત વચન બોલવાથી, ૧૫ ધાર્મિક વેશ રાખવાથી, ૧૬ નમ્રતા ધારણ કરવાથી, ૧૭ વાચાળતા તજી દેવાથી, ૧૮ ક્ષમા રાખવાથી, ૧૯–૨૧ સુઠ, ચોર ને કામણટુમણ વર્જવાથી, ૨૨ ખોટો રોગ તજી દેવાથી, ૨૩ વેશ્યાદિ અમનીપોષણ નહીં કરવાથી, ૨૪–૨૬ ચૈત્યો, ઉપાશ્રય ને જિનપ્રતિમાનું રક્ષણ કરવાથી, ૨૭ ધર્માદા દ્રવ્યને સાચવવાથી-વિનાશ થતો અટકાવવાથી-શક્તિ છતાં ઉપેક્ષા ન કરવાથી અને ૨૮ થી ૪૨ પંદર કર્માદાનો તજી દેવાથી જીવ શુભ નામકર્મ બાંધે છે ૯૪-૯૫-૯૬

તીર્થંકરનામકર્મ બાંધવાના હેતુઓ કહે છે —

તિમ શ્રેષ્ઠ દર્શન ભાવનાથી વીશ સ્થાનક સેવતા,
પુણ્યશાળી શ્રેષ્ઠ પદવી તીર્થપતિની પામતા,
દેદીપ્યમાન પ્રભાવશાળી ધર્મ દીવો છે છતા,
માર્ગ ભૂલી મૂઢ જીવો ભવવને નિત રખડતા ૯૭
તે સર્વ જીવોને પ્રવર જિન ધર્મદીપ પ્રકાશથી,
તેહ વનના પારગામી હું બનાવું પ્રેમથી,
એવું વિચારી તેમ કરતા વીશ સ્થાનક સાધતાં,
અમૃત અનુષ્ઠાને કરી જિનનામકર્મ ઉપાર્જતા ૯૮

અર્થ —શ્રેષ્ઠ એવી સમકિત દર્શનની ભાવનાવડે વીશ સ્થાનકનું સેવન કરનાથી પુણ્યશાળી જીવ તીર્થપતિની શ્રેષ્ઠ પદવી પામે છે અર્થાત્ તીર્થંકરનામકર્મનો બંધ કરે છે તેનો

અરિહંત, ૨ સિદ્ધ, ૩ ગુરુ ( આચાર્ય ), ૪ સ્થવિર, ૫ બહુશ્રુત ( વિશેષ જ્ઞાનાભ્યાસી ), ૬ ગચ્છ ( મુનિ સમુદાય ), ૭ શ્રુત ( જ્ઞાન ), અને ૮ તપસ્વી એ આઠની ઉંચા પ્રકારની ભક્તિમાં તત્પરપણું, ૯ આવશ્યકાદિ ક્રિયામાં તેમ જ ૧૦ સંયમની આરાધનામાં અપ્રમાદીપણું, ૧૧ વિનય, ૧૨ જ્ઞાનાભ્યાસ, ૧૩ તપ અને ૧૪ દાન આ ચાની આરાધના, ૧૫ અનેક પ્રકારે ધ્યાનની સાધના અને ૧૬ જૈન તીર્થની–શાસનની પ્રભાવના–એટલા વાના કરવા, ૧૭ શ્રી સંઘને શાંતિ પમાડવી, ૧૮ મુનિરાજના ચરણની ઉપાસના ( વૈયાવચ્ચ ) કરવી, ૧૯ ઉત્સાહપૂર્વક નવું નવું ભણવું અને ૨૦ સુદર્શન જે સમકિત તેની સાધના કરવી. આ વીશ સ્થાનકની આરાધનાથી જીવ તીર્થંકરનામકર્મ બાંધે છે. પહેલા અને છેલ્લા તીર્થપતિએ વીશે સ્થાનકોની આરાધના કરી છે અને બીજા તીર્થંકરોએ એક બે યાવત્ તેથી વધારેની આરાધના કરી છે. આ વીશ સ્થાનકોનો ક્રમ અને નામ અન્યત્ર ફેરફાર જણાય છે પણ તેનો સાર એક જ છે. આ વીશ સ્થાનકની આરાધનાથી પાછલા ત્રીજા ભવે તીર્થંકર નામકર્મનો નિકાચિત બંધ થાય છે. ૯૯–૧૦૧

હવે જીવ નીચ ગોત્રકર્મ કેમ બાંધે તેના કારણો કહે છે —

નિંદા[1] અવજ્ઞા[2] અન્યની તિમ મશ્કરી કરતા છતા,[3]
પરના ગુણો જ છુપાવતા[4] બે ભેદ દોષ બતાવતા,[5]
નિજ ગુણ વખાણે[6] દોષ ભેદે નિજ પ્રશંસા સાધતા,[7]
નિજ દોષ ઢાંકે[8] આઠ ભેદે દુષ્ટ મદને સેવતા[9] ૧૦૨
આ જીવ એ નવ કારણે બાંધે જ હલકા ગોત્રને,
એવું વિચારી દિલમાં નિંદા અપરની છોડજે

હાસી અવજ્ઞા અન્યની ન કરીશ આપબડાઇને,
પરગુણ વખાણી કોઇ દિન બોલીશ ના પરદોષને ૧૦

અર્થ —પરની-અન્યની ૧ નિંદા, ૨ અવજ્ઞા તેમજ ૩ મશ્કરી કરવાથી, ૪ અન્યના ગુણો છુપાવવાથી અને ૫ છતા અછતા બન્ને પ્રકારના દોષો ગવાવવાથી, ૬ પોતાના ગુણના વખાણ કરવાથી અને ૭ છતા અછતા બન્ને પ્રકારે પોતાના ગુણની પ્રશંસાને સાધવાથી-કરાવવાથી, ૮ પોતાના દોષને ઢાંકવા અને ૯ આઠે પ્રકારના મદ કરવાથી-આ નવ કારણે જીવ નીચ ગોત્રને બાંધે છે આ પ્રમાણે સમજીને પારકી નિંદા કરવી છોડી દેજે, અન્યની હાસી કે અવજ્ઞા કરીશ નહીં, આપબડાઇ કરીશ નહીં, પારકા ગુણના વખાણ કરજે અને કોઇ દિન પણ પારકા દોષ બોલીશ નહી ૧૦૨-૧૦૩ વળી—

નિજ ગુણ પ્રશંસા છોડજે તિમ આઠ મદને ટાળજે
પ્રશમ સુખ અટકાવનારા આઠ મદ ઇમ જાણજે,
પ્રશમરતિના લેખને પણ આ સમય ના ચૂકજે,
યોગશાસ્ત્ર વિષે કહેલી વાતને ના ભૂલજે ૧૦

અર્થ —પોતાની પ્રશંસા કરીશ નહી અને આઠ મદ તજી દેજે, કારણ કે એ આઠ મદ પ્રશમ સુખને અટકાવનારા છે એમ સમજજે પ્રશમરતિ ગ્રંથમાં કહેલા તે સંબંધી વચનને આ વખત ભૂલી જઇશ નહીં તેમજ યોગશાસ્ત્રમાં કહેલી હકીકતને પણ યાદ કરજે ૧૦૪

હવે આઠ મદ ન કરવા સંબંધી ઉપદેશ આપે છે —

હે જીવ ! જેનો મદ કરે તે વસ્તુ હીન પમાય છે,
એવુ ઘણા શાસ્રો વિષે વાચેલ યાદ કરાય છે,
કુળ[૧] જાતિ[૨] બળ[૩] રૂપ[૪] તપતણો[૫] ઐશ્વર્ય[૬] વિદ્યા[૭] લાભનો[૮],
મદ આઠ ભેદે જાણિયે ઇમ પાઠ પુ ́કળ શાસ્રનો ૧૦૫

અર્થ —હે જીવ ! આ જીવ જે જે બાબતનો મદ કરે છે તે તે બાબતમા હીનતાને પામે છે, આવુ ઘણા શાસ્રોમા વાચવામા આવેલુ યાદ આવે છે તે મદ ૧ કુળ, ૨ જાતિ, ૩ બળ, ૪ રૂપ, ૫ તપ, ૬ ઐશ્વર્ય, ૭ વિદ્યા ને ૮ લાભ આ આઠ પ્રકારના કહ્યા છે આ પ્રમાણેનો પાઠ અનેક શાસ્રોમા કહેલ છે ૧૦૫

હવે પ્રથમ કુળમદ કરનાર **મરીચિનું** દૃષ્ટાંત કહે છે —

પ્રભુ આદિદેવ જિનેશ્વર નયરી અયોધ્યા એકદા,
આવ્યા જ ત્યારે વાદવાને ભરત ચક્રી આવતા,
સતોષ પામી નાથની વર દેશનાને સાભળી,
બે હાથ જોડી તીર્થપતિને પૂછતા પ્રીતિ ધરી ૧૦૬
આ પર્ષદામા ભરતક્ષેત્રે ભાવિકાળે પામશે,
જે તીર્થપતિની સપદા તે દ્રવ્યજિનનો જીવ છે ?,
હે ભરતરાય ! મરીચિ નામે પુત્ર જે આ તાહરો,
જે ત્રિદડી વેષ રાખે સયમે થઇ બાવરો ૧૦૭
તે આ જ ચોવીશી વિષે ચોવીશમો જિનપતિ થશે,
પ્રિયમિત્ર નામા ચક્રવર્ત્તી વળી વિદેહે તે થશે,

પ્રવર મૂકા નાજધાની તેહની તુમે જાણજો,
આ ભરતક્ષેત્રે પ્રથમ વાસુદેવ હોશે જાણજો. ૧૦૮

અર્થ —આદિનાથ પ્રભુ એકના અયોધ્યા નગરીએ સમવસર્યા તે વખતે ભરતચક્રી વાંદવા માટે આવ્યા ભગવંતની શ્રેષ્ઠ દેશના સાંભળીને સંતોષ પામ્યા પછી પ્રીતિપૂર્વક બે હાથ જોડીને ભરત ચક્રીએ પરમાત્માને પૂછ્યું કે-'હે પ્રભુ! ભરતક્ષેત્રમાં ભાવીકાળે તીર્થંકરપણાને પામવાનો હોય એવો કોઈ જીવ આ પર્ષદામાં છે?' પ્રભુએ કહ્યું કે-'હે ભરતરાજા! આ તારો પુત્ર જે મરીચિ નામનો છે અને જે મુનિમાર્ગ સાધનાથી જરાક જઈને ત્રિદંડી બનેલ છે તે આ ચોવીશીના આ ભરતક્ષેત્રમાં ચોવીશમા તીર્થંકર થશે અને મહાવિદેહમાં મૂકા નામની રાજધાનીમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થશે, વળી આ ભરતક્ષેત્રમાં પહેલા ત્રિપૃષ્ઠ નામે વાસુદેવ થશે આ પ્રમાણે ત્રણ પદવી પામશે ૧૦૬-૧૦૮

એ સાંભળી રાજી થઇ ત્રણ વાર દેઇ પ્રદક્ષિણા,
વંદી મરીચિને કહે તું લાભ પામીશ નિર્મળા,
તીર્થપતિતા ચક્રિતા વળી વાસુદેવની સંપદા,
હોશે તને જિનજીવ જાણી હું કરું છું વંદના ૧૦૯

અર્થ —આ પ્રમાણે પ્રભુ પાસેથી સાંભળી રાજી થઈને ભરતચક્રીએ મરીચિ પાસે જઇ, ત્રણ પ્રદક્ષિણા દઇ વાંદીને કહ્યું કે-'તું નિર્મળ ભાવોને પામનારો છે અર્થાત્ તીર્થપતિપણું ચક્રીપણું અને વાસુદેવપણું પામવાનો છુ તેથી તને જિનેશ્વરનો જીવ જાણીને હું વંદના કરું છું' (તારા ત્રિદંડીપણાને નમસ્કાર કરતો નથી) ૧૦૯

સ્તુતિ ઇમ કરી ચક્રી ગયા નિજ ઠાણ મરીચિ નાચતા,
ત્રિપદી પછાડી ખુશ થઇને વેણ આવા બોલતા,
હુ વાસુદેવ પ્રથમ વળી ચક્રી ચરમ તીર્થંકરો,
હાહા તેથી શ્રેષ્ઠ કુળ છે માહરુ મદ ઉછળ્યો ૧૧૦
મારા પિતા સવિ ચક્રીમાહે ચક્રવર્તી પ્રથમ છે,
દાદા સકળ તીર્થંકરોમા પ્રથમ આદિ જિનેશ છે,
તેથી જ કુળ ઉત્તમ અહો મુજ એમ મદ મન આવતા,
બીજ જેવા અકુરે તિમ ગોત્ર હલકુ બાધતા ૧૧૧

અર્થ —ઉપર પ્રમાણે સ્તુતિ કરીને ભરતચક્રીના ગયા પછી મરીચિ પોતાને સ્થાને રહ્યા સતા હર્ષ પામીને નાચવા લાગ્યા ત્રણ વાર પગ પછાડી અત્યત ખુશી થઇને આ પ્રમાણે બોલ્યા કે-'હુ પહેલો વાસુદેવ, મહાવિદેહમા ચક્રી અને અહીં છેલ્લો તીર્થંકર થઇશ તેથી મારૂ કુળ અતિ ઉત્તમ છે ' આમ કહેનારને મદથી ઉછળ્યા વળી બોલ્યા કે-'હુ વાસુદેવમા પહેલો, મારા પિતા ચક્રીમા પહેલા અને મારા દાદા તીર્થંકરમા પહેલા તેથી મારુ કુળ ઉત્તમ છે' આ પ્રમાણે કહીને મનમા અત્યત કુળમદ કર્યો અને તેથી બીજ જેવા જ અકુરો થાય તેમ નીચગોત્રકર્મ બાધ્યુ ૧૧૦-૧૧૧

તે ગોત્રના અનુભાવથી અવતાર વિપ્રકુળે લહે,
જોજો વિચારી તીર્થપતિને કર્મ બાધેલા નડે,
કુળમદ કરતા નીચ કુળમા જન્મ પામે જીવડા,
નીચ પણ ઉત્તમ અને નાના જ તે જે છે વડા ૧૧૨

અર્થ —એવી રીતે બાંધેલા નીચ ગોત્રના પ્રભાવથી વા પ્રભુ વિપ્રના કુળમાં અવતર્યા આ ઉપરથી હે જીવ ! તું વિચા કરજે કે તીર્થપતિને પણ બાંધેલા કર્મો નડે છે–ભોગવવા પ. ઉ કુળનો મદ કરવાથી જીવો નીચ કુળમાં જન્મ પામે અને નીચ પણ ઉત્તમ બને છે કે જે પોતે વડા છતા નાના પણ એટલે પોતામાં લઘુતા માને છે ૧૧૨

વળી નીચ ગોત્રકર્મના વિપાક પર જાતિમદને અંગે હરિકેશીનુ દષ્ટાંત આપે છે —

માગી જ ઉત્તમ જાતિ છે ના અન્યની ઇમિ મદ વહે,
હલકા ગણતા અન્યને નીચ જાતિ હરિકેશી લહે,
જીવે કર્યા બહુ જન્મ–મરણો સર્વ યોનિજાતિમાં,
સર્વ કુળમાં સર્વ સ્થાને જીવ ! સમજ સંક્ષેપમાં ૧૧૩

અર્થ —'મારી જાતિ જ ઉત્તમ છે, અન્યની નહીં' એમ પૂર્વભવમાં જાતિનો મદ કરતા અને અન્યને હલકા ગણતા હરિકેશીને ચડાલ કુળમાં–હીનજાતિમાં ઉપજવું પડ્યું હે જીવ ! તું સંક્ષેપમાં વિચારી જોજે કે સર્વયોનિમાં, સર્વજાતિમાં સર્વકુળમાં અને સર્વસ્થાનકે તે અનેક જન્મ–મરણો કર્યા છે કોઈ કુળ, જાતિ, યોનિ કે સ્થાન તે બાકી રાખેલ નથી તેથી તારે મદ કરવાપણું છે જ નહીં ૧૧૩

હવે બળ ને રૂપ મદ ઉપર દષ્ટાંત સાથે કહે છે —

દુનિયાન યુદ્ધે જેહ તે બળવંત બળમદ રાખતા,
વસુભૂતિ શ્રેણિક આકરી બહુજાત પીડા પામતા,

ચક્રી સનતના દેહની રોગિષ્ટતા મન ભાવતા,
ડાહ્યા જનો રૂપમદ કરે ના દેખતા જ અનિત્યતા ૧૧૪

અર્થ —યુદ્ધમાં વધારે પ્રવીણ હોય, બળવંત હોય તે બળનો મદ કરે છે વસુભૂતિ શ્રેણિક નૃપતિ વિગેરે ગામદ કરવાથી બહુ પ્રકારની પીડાને પામેલા છે વળી સનત્કુમાર ચક્રીના દેહની રોગિષ્ટતા સબંધી વિચાર કરતા ડાહ્યા મનુષ્યો રૂપનો મદ કદી પણ કરતા નથી તેઓ શરીરની અનિત્યતાનો જ વાર વાર વિચાર કરે છે ૧૧૪

હવે તપ ને ઐશ્વર્યમદ ઉપર દષ્ટાંત સાથે કહે છે —

ભૂલી સ્વરૂપ મદ તપતણો કૂરગડુ મુનીશ્વર સેવતા,
ન કરી શકે નાની તપસ્યા કર્મ એવુ બાંધતા,
ઐશ્વર્ય વસ્તુ અનિત્ય જાણી તેહનો મદ છોડજે,
હેવાવ ગય દશાર્ણનો હમેશ ખૂબ વિચારજે ૧૧૫

અર્થ —કૂરગડુ મુનિએ પૂર્વભવે પોતાનુ સ્વરૂપ ભૂલી જઇને તપનો મદ કર્યો જેથી કૂરગડુ મુનિના ભવમા નાની તપસ્યા પણ ન કરી શકે એવી સ્થિતિ પ્રાપ્ત થઇ વળી ઐશ્વર્યની વસ્તુઓ પણ અનિત્ય જાણીને દશાર્ણભદ્ર રાજાની જેમ અશ્વર્યનો મદ ન કરતા ખૂબ વિચાર કરીને તે મદને પણ તજી દેજે ૧૧૫

હવે જ્ઞાનમદ ઉપર સ્થૂળભદ્રનુ દષ્ટાંત કહે છે —

અલ્પજ્ઞ હુ છુ એમ લઘુતા ચિત્તમાંહે રાખજે,
સ્થૂલિભદ્ર વર્ણન સાભળીને જ્ઞાનનો મદ ટાળજે,

સત્યનાણી વિનયવાળો કલ્પવૃક્ષ સમો કહ્યો,
કલિકાળમા પણ કલ્પવૃક્ષો વિનીત નાણી ગૂગ કહ્યો ૧૧૬

અર્થ —' હુ અ પન ૩ એની લઘુના કે છતા ! તુ ચિત્તમા નિરંતર ગણજે અને સ્થૂલિભદ્રને આવેલ જ્ઞાનના મદને પરિણામે જેવા ચાર પૂર્વનો અર્થ ન મળ્યો ન ઠીકત ધ્યાનમા ગણીને જ્ઞાનનો મદ કદી પણ કરીશ નહીં વિનય વત અને સત્ય જ્ઞાની એવા મનુષ્યોને કલ્પવૃક્ષ સમાન કહ્યા છે કલિકાળમા પણ વિનયી ને જ્ઞાની મનુષ્યને પ્રથમ કલ્પવૃક્ષરૂપ કહેલ છે, કારણ કે તેનાથી વાંછિતની સિદ્ધિ થઈ શકે છે ૧૧૬

બાકીના ચાર પ્રકારના કલ્પવૃક્ષો બતાવે છે —

રૂપાળો રૂપે છતા શીલવત બીજો સુરતરુ,
સત્તા છતાયે નીતિ પાળે એહ ત્રીજો સુરતરુ,
બહુ દાન કરનાર ધનિક એહી જ ચોથો સુરતરુ,
રાખે ક્ષમા બળીયો છતા એહી જ પચમ સુરતરુ ૧૧૭

અર્થ —વિનીત ને જ્ઞાની એ પહેલા કલ્પવૃક્ષ ઉપરાંત રૂપવત છતા જે શીલવત-સદાચારી હોય તને બીજા કલ્પવૃક્ષ સમાન જાણવા, સત્તા ( અધિકાર ) છતા પણ તેનુ અભિમાન ન કરે અને નીતિનુ પાલન કરે એને ત્રીજા કલ્પવૃક્ષ સમાન જાણવા અને ધનિક-ધનવાન હોવા સાથે દાનેશ્વરી હોય તને ચોથા કલ્પવૃક્ષ સમાન જાણવા તેમ જ બળવાન છતા ક્ષમા રાખે તને પાચમા કલ્પવૃક્ષ તુલ્ય જાણવા ૧૧૭

હવે લાભમદ વિષે કહે છે —

તૃષ્ણા વિશાલ ગગન સમી તિણે લોભ વધતો લાભથી,
પાચ મળતા દશતણી ઇચ્છા રહે ખોટુ નથી,
દશ પામતા પણ શતતણી ઇચ્છા હૃદયમા થાય છે,
તિમતિમ વધેછે લોભ જીવને લાભજિમજિમ થાયછે૧૧૮

અર્થ —તૃષ્ણા આકાશ જેવી વિશાળ તેમ જ અત વિનાની છે જેમ જેમ લાભ થાય છે તેમ તેમ લોભ વધે છે પાચ મળતા દશની ઇચ્છા થાય છે એ વાત ખોટી નથી દશ મળતા હૃદયમા સોની ઇચ્છા થાય છે, અને સો મળતા હજાર, ને હજાર મળતા લાખ, ને લાખ મળતા ક્રોડની ઇચ્છા થાય છે આ પ્રમાણે જીવને જેમ જેમ લાભ થતો જાય છે તેમ તેમ લોભ વધતા જાય છે એ વાત તદ્દન સાચી છે ૧૧૮

લાભ કરતા લોભમા માત્રા વધારે હોય છે,
તેથી જ લોભ વધારનારો લાભ આ પ્રકાય છે,
લાભ મળતા માત ક્ષેત્રે દ્રવ્યને નિત વાપરી,
ટાળજે અભિમાનને અવસર મળે ના ફરી ફરી ૧૧૯
લાભમદને સેવનારા જન બિચારા નરકમા,
રીબાય ચક્રી સુભૂમનુ દષ્ટાત સુવિદિત શાસ્ત્રમા,
શિક્ષા સ્વરૂપે ટૂકમા એ આઠ મદ વિવરી કહ્યા,
મદ ટાળતા શુભ ગોત્ર બાધે ચેતનાર તરી ગયા. ૧૨૦

અર્થ —લાભ શબ્દ કરતા લોભ શબ્દમા એક માત્રા વધારે છે તેથી આ લાભ લોભને વધારનાર તરીકે પ્રકાય છે—પ્રખ્યાત થયેલ છે, માટે હે જીવ ! તને દ્રવ્યનો લાભ મળતા તુ તે

દ્રવ્યને સાત ક્ષેત્રમાં વાપરીને તારા અભિમાનને દૂર કરજે, કારણ કે આવો અવસર ફરી ફરીને મળવો અત્યંત દુર્લભ છે ૧૧૯

વળી લાભમદને સેવનારા મનુષ્યો બિચારા નરકાદિ દુઃખમાં જઈને પીડા પામે છે આ ભરતમાં છ ખંડની નાદ્ધિ મળ્યા છતાં બીજા છ ખંડ સાધવાની ઇચ્છા ધરાવનારા સુભૂમ ચક્રીનું દૃષ્ટાંત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તે વિચારવું કર્ત્તા કહે છે કે-મેં આ રીતે આઠે મદનું સ્વરૂપ ટૂંકામાં પણ સહજ વિવરણ સાથે શિક્ષારૂપે બનાવ્યું છે તે વાંચી મદોને ગાળનારા જીવો શુભ (ઉચ્ચ) ગોત્ર બાંધે છે અને તે સંસારસમુદ્રને તરી જાય છે-તરી ગયા છે ૧૨૦

હવે ઉચ્ચગોત્ર કેમ બંધાય છે ? તે વિશેષ બતાવે છે —

નીચગોત્રકેરા હેતુને વિપરીત ભાવે સેવતા,
ગુરુદેવને શુભ ભાવથી વાંદી ત્રિકાળે પૂજતા,
નમ્રતા વિનયે કરી ઉપકાર પરનો સાધતા,
સાધર્મીવાત્સલ્યે કરી ઝટ ગોત્ર ઉંચું બાંધતા ૧૨૧

અર્થ —ઉપર નીચગોત્ર બાંધવાના નવ હેતુ કહ્યા છે તેને વિપરીત ભાવે સેવવાથી, શુભ ભાવે ગુરુને વંદન કરવાથી અને દેવાધિદેવની ત્રિકાળ પૂજા કરવાથી, નમ્રતાથી, વિનયથી, પરોપકાર કરવાથી અને સાધર્મીજનોનું વાત્સલ્ય કરવાથી જીવ ઉચ્ચગોત્ર બાંધે છે ૧૨૧

હવે પાંચ પ્રકારનું અંતરાય કર્મ શાથી બાંધે ? તે કહે છે —

દાનમાહે વિઘ્ન કરતા દાનવિઘ્ન જ બાંધતા,
લાભમાહે વિઘ્ન કરતા લાભવિઘ્ન જ બાંધતા,
ભોગમાહે વિઘ્ન કરતા ભોગવિઘ્ન જ બાંધતા,
ઉપભોગમાહે વિઘ્ન કરતા ભેદ ચોથો બાંધતા ૧૨૨
વીર્યમાહે વિઘ્ન કરતા વીર્યવિઘ્ન જ બાંધતા,
એમ અંતરાય અકારણે કારણ વિના કરતા છતા,
ભંડારી જેવા આઠમા એ કર્મને જન બાંધતા,
નૃપ શું કરે દાનાદિ જો ભંડારીની પ્રતિકૂળતા ? ૧૨૩

અર્થ—કોઈને દાન આપવામા વિઘ્ન કરવાથી-દાન દેતા અટકાવવાથી દાનાંતરાય કર્મ બંધાય છે, કોઈને લાભ થતો હોય તેમા વિઘ્ન કરવાથી લાભાંતરાય કર્મ બંધાય છે, કોઈને ભોગ ભોગવવામા વિઘ્ન કરવાથી ભોગાંતરાય કર્મ બંધાય છે, કોઈને ઉપભોગમા અંતરાય કરવાથી ઉપભોગાંતરાય કર્મ બંધાય છે અને વીર્ય ફોરવવામા કોઈને અંતરાય કરવાથી વીર્યાંતરાય કર્મ બંધાય છે આમ સકારણ કે નિષ્કારણ પ્રવૃત્તિ કરવાથી પાંચે પ્રકારનું અંતરાય કર્મ બંધાય છે એ રીતે આઠમું અંતરાય કર્મ આ જીવ બાંધે છે તે ભંડારીની જેવું છે કહ્યું છે કે-જો ભંડારીની પ્રતિકૂળતા હોય તો રાજા દાનાદિ કરી શકતો નથી તેમ આ કર્મ સમજવું ૧૨૨-૧૨૩

હવે આ હકીકતને જ વિશેષે સ્પષ્ટ કરે છે—

દેવાય તેવી વસ્તુ છે શુભ પાત્ર સામો છે [illegible]
ફળ દાનનું જાણે છતા દાનાન્તરાયોદય [illegible]

જીવ ના દીયે તીર્થ કરે ઈમ પર્ષદામા ભાખતા,
દેનારને ઉત્સાહ દેતા જીવ બહુ સુખ પામતા   ૧૨૪

અર્થ —દાનાન્તરાયના ઉદયનુ લક્ષણ કહે છે–દેવાય તેવી વસ્તુ છે, દાન લેનાર શુભ પાત્ર છે અને દાનનુ ફળ જાણે છે છતા દાનાતરાયના ઉદયવાળો જીવ દાન આપી શકતો નથી એમ તીર્થંકરોએ સમવસરણમા બાર પર્ષદા સમક્ષ કહેલુ છે જે મનુષ્ય દાન દેનારનો ઉત્સાહ વધારે છે તે દાનાતરાય તોડે છે અને અનેક પ્રકારના સુખો પામે છે ૧૨૪

ઇષ્ટ વસ્તુ મળે નહીં લાભાન્તરાયોદય થતા,
ભોગ્ય અર્થ ન વાપરે ભોગાન્તરાયોદય છતા,
ઉપભોગ વિઘ્ને ફરી ફરી ના વાપરે ઉપભોગ્યને,
વીર્યવિઘ્ને અલ્પકાર્યે ફોરવે ના વીર્યને   ૧૨૫

અર્થ —લાભાતરાયનો ઉદય થાય ત્યારે જીવને ઇષ્ટ વસ્તુનો લાભ મળી શકતો નથી ભોગાતરાયનો ઉદય થતા ભોગવવા યોગ્ય વસ્તુને ભોગવી શકતો નથી ઉપભોગાતરાયનો ઉદય થતા વારવાર ભોગવી શકાય એવી વસ્તુનો ઉપભોગ લઈ શકતો નથી અને વીર્યાતરાયનો ઉદય થતા અલ્પ કાર્યમા–સામાન્ય કાર્યમા પણ વીર્ય ફોરવી શકતો નથી ૧૨૫

આ પ્રમાણે પાચે પ્રકારના અતરાય કર્મના ઉદય વખતની જીવની પરિસ્થિતિ સમજવી

હવે કર્મબધના હેતુભૂત પાચ પ્રકારના આશ્રવો છે તેઓ આ હવેના સબધમા કહે છે —

એ કારણોનું આશ્રવો એવું જ બીજું નામ છે,
એથી જ સંસારે ઘણી આપત્તિ નિત્ય પમાય છે,
દીર્ઘ ગઢનાળા સમા એ આશ્રવોને જાણજે,
જીવરૂપ તળાવ પાણી કર્મ છે ઇમ જાણજે ૧૨૬
દીર્ઘ ગઢનાળે કરી જળનો પ્રવાહ તળાવમાં,
જિમ આવતો તિમ આશ્રવે કરી આત્મરૂપ તળાવમાં,
કર્મરૂપ જળ આવતું તે રોકવાને સંવરો,
નિત સેવવા શુભ ભાવથી ઇમ બોલતા તીર્થ કરો.૧૨૭

અર્થ—કર્મબંધના હેતુઓનું બીજું નામ આશ્રવ છે એ આશ્રવોના સેવનથી જ આ સંસારમાં જીવ ઘણી આપત્તિઓ પામે છે એ આશ્રવોને તારે મોટા ગઢનાળા (ગરનાળા) સમાન જાણવા, જીવરૂપ તળાવ જાણવું અને કર્મરૂપ પાણી જાણવું એ મોટા ગઢનાળાઓવડે જળનો પ્રવાહ જેમ શહેર બહાર રહેલા તળાવમાં જાય છે તેમ આશ્રવોએ કરીને આત્મરૂપ તળાવમાં કર્મરૂપ જળનો પ્રવાહ આવે છે તે આવતા જળને રોકવા માટે ભગવંતે સંવરો બતાવ્યા છે અને તેને શુભ ભાવથી નિરંતર સેવવાનું શ્રીતીર્થંકરોએ ઉપદેશેલું છે ૧૨૬-૧૨૭

આશ્રવ ને સંવરની વિશેષ સમજણ આપે છે—

મન વચન કાયાની ક્રિયા તે યોગ લક્ષણ જાણિયે,
યોગ આશ્રવ તેમ બંધન હેતુ ભિન્ન ન જાણિયે,
મૈત્રી વિગેરે ભાવનાથી કર્મ શુભ બંધાય છે,
વિકથા કષાયો સેવતા કર્મો અશુભ બંધાય છે. ૧૨૮

અર્થ —મન, વચન ને કાયાની ક્રિયા તે યોગનું લક્ષણ જાણવું યોગરૂપી આશ્રવ તે જ બંધના હેતુ છે, તેથી એ બંનેને એક જ સમજવા મૈત્રી વિગેરે ભાવનાઓથી શુભ કર્મ બંધાય છે અને વિકથા કષાયાદિનું સેવન કરતા અશુભ કર્મો બંધાય છે ૧૨૮

હવે મૈત્રી વિગેરે ચાર ભાવનાનું સ્વરૂપ કહે છે —

દુરિત કોઇ ન આચરો સઘળા જનો સુખીઆ બનો,
સર્વ પામો સુખ એવા ભાવના મૈત્રી સુણો,
આ ભાવનાવાળો ખમાવે અન્યને પોતે ખમે,
નિજ પર વિષે ના ભેદ માને સર્વને પ્રેમે નમે ૧૨૯

અર્થ—'કોઇ મનુષ્યો કે જીવો પાપ ન કરો અને સર્વે જીવો સુખી થાઓ-સર્વ જીવો સુખ પામો, કોઇ દુઃખ ન પામો' આવી ભાવના તે **મૈત્રી** ભાવના સમજવી આ ભાવનાવાળો પોતે ખમે ને અન્યને ખમાવે, સ્વપરમાં ભેદ ન માને અને સર્વને પ્રેમપૂર્વક નમસ્કાર કરે ૧૨૯

હવે પ્રમોદ ભાવનાનું સ્વરૂપ કહે છે —

સર્વ દોષો ટાળનારા વસ્તુતત્ત્વ વિલોકતા,
ઇમ નાણકિરિયા બેઉને નિર્વાણ હેતુ માનતા,
ગુણવંત જનના ધૈર્ય દમ શમ ઉચિતતા ગંભીરતા,
વિનયાદિ ગુણને જોઇને પોતે હરખથી વાહતા. ૧૩૦
આવો પધારો આસને મીઠાં વચન ઇમ ઉચ્ચરે,
ગુણ પામવા તે પૂજ્યના ગુણના વખાણ સ્તુતિ કરે,

દ્રવ્ય ભાવે ભક્તિ કરતા હર્ષ સાચો મન ધરે,
એ ભાવના પ્રમોદની શ્રાવક પ્રભાતે ઉચ્ચરે ૧૩૧

અર્થ —સર્વ દોષોને તજનારા, વસ્તુતત્ત્વનો વિચાર કરનારા, તેમજ જ્ઞાન-ક્રિયા બનેને મોક્ષના હેતુપણે માનનારા એવા ગુણીજનના ધૈર્ય, ઇંદ્રિયદમન, શાન્તિ, ઉચિતતા, ગભીરતા અને વિનયાદિ ગુણો જોઇને કહે કે-આવો, પધારો, આ આસનને શોભાવો. આવા મીઠા વચનો બોલે અને તેવા ગુણ પામવા માટે તે ગુણીજનોના વખાણ કરે-સ્તુતિ કરે, દ્રવ્ય ભાવથી ભક્તિ કરે અને મનમા સાચો હર્ષ ધારણ કરે. આવી ભાવનાને પ્રમોદ ભાવના કહીએ શ્રાવક હંમેશ પ્રભાતે આ ભાવના ભાવે-તેમ મનથી વિચાર કરે ૧૩૦-૧૩૧

હવે કરુણા ભાવનાનુ સ્વરૂપ કહે છે —

નિજ કર્મના ઉદયે થયા દુ ખિયા જનોને જોઇને,
ભવજલધિ તરવા તુબડા એ એમ દિલમા ભાવીને,
કરુણા કરે બે ભેદથી નિજ દ્રવ્યના ભોગે કરી,
પરને બચાવે દ્રવ્ય કરુણા પાળવી રોગે કરી. ૧૩૨
નહિ ધર્મ પામેલા જનોને શુદ્ધ ધર્મ પમાડવો,
જિન ધર્મ પામેલા જનોને સ્થૈર્ય ભાવ પમાડવો;
પ્રેમપૂર્વક નીતિથી નિત સ્માગણા મુખે કરી,
પૂર્ણ ઉત્સાહી બનાવે ભાવના કરુણા ખરી ૧૩૩

અર્થ —પોતપોતાના પૂર્વબદ્ધ કર્મના ઉદયવડે દુ ખિયા-

થયેલા જીવોને જોઇને, ભવસમુદ્ર તરવા માટે આ કરુણા-દયા તુબડા સમાન છે, એમ દિલમા વિચારીને પોતાના દ્રવ્યના ભોગે કરીને પણ એના ઉપર બને પ્રકારની દયા કરે એટલે પ્રથમ તો એવા જીવોને શરીર વિગેરેના દુખમાથી બચાવે-આ પ્રમાણે હોશથી કરવુ તે દ્રવ્ય કરુણા કહેવાય છે

હવે ભાવકરુણા કહે છે-ધર્મ નહીં પામેલા જીવોને શુદ્ધ ધર્મ પમાડવો અને જૈનધર્મ પામેલાઓને ધર્મમા સ્થિર કરવા પ્રેમપૂર્વક શાતિથી નિરતર આવી ભાવના ભાવીને જે પોતાના આત્માને એવા કાર્યમા પૂર્ણ ઉત્સાહી બનાવવો તેને કરુણા ભાવના કહે છે ૧૩૨-૧૩૩

અજ્ઞાનથી શાસ્ત્રો પ્રવર્ત્તાવે કરી કુવિકલ્પના,
પોતે ડૂબે પરને ડૂબાવે દેઇ ખોટી દેશના,
કરુણાજનક તે દીન જીવો એ પ્રવૃત્તિ છોડીને,
સન્માર્ગ પામો એમ ભાવો નિત્ય કરુણાભાવને ૧૩૪

પ્રભુ વીરજિન મરીચિ ભવે ઉન્માર્ગકેરી દેશના,
દેઇ જે ભવમા ભમે સાગર સુધી બહુ કાળના,
તો પાપપુજે બાધનારા આ બિચારા જીવની,
શી ગણત્રી એમ ભાવો ભાવના એ દીનની? ૧૩૫

અર્થ —અજ્ઞાનવડે કુવિકલ્પનાળા પાપશાસ્ત્રો જગતમા પ્રવર્તાવે અને ખોટી દેશના આપીને પોતે ડૂબે ને બીજાને ડૂબાડે, એવા જીવો કરુણા લાવવા જેવા છે એવા દીનજીવો પોતાની આવી પાપપ્રવૃત્તિ છોડીને સન્માર્ગ પામો, એમ નિરતર વિચારવુ તે કરુણા ભાવના જાણવી

જુઓ વીરપરમાત્માનો જીવ પણ મરીચિના ભવમાં અને ત્યારપછીના ભવોમાં પણ ઉન્માર્ગની દેશના આપીને બહુકાળ સુધી-એક ક્રોડાક્રોડ સાગરોપમ પર્યંત સંસારમાં ભમ્યો, તો પછી આ બિચારા પાપના પુંજોને એકત્ર કરનારા જીવોની તેની પાસે શું ગણત્રી છે ? આ પ્રમાણે વિચારવું તે કરુણા ભાવના સમજવી ૧૩૪-૧૩૫

વળી કરુણા ભાવના વિષે જ વિશેષ કહે છે —

ભોગ સાધન પામવાને દોડધામ કરે ઘણી,
જે મળ્યા તે ભોગવી તૃષ્ણા ધરે ઊંગ્મા ઘણી,
વળી જેહ જન હિતકારી વસ્તુ કોઇ દિન ના સેવતા,
અહિત વસ્તુ ના તજીને વિવિધ પીડા પામતા ૧૩૬
ધન પામવા પીડા સહે પામેલ દ્રવ્ય બચાવવા,
પીડા સહે વપગાય તો સંકલ્પ કરતા નવનવા,
લાહ્ય લાગે ચોર ચોરે રાજદંડે ધન જતા,
વિવિધ પીડા ભોગવે તે આર્ત્તજન જિન ભાખતા ૧૩૭
તેવા જનોને જોઇ આ ચંચળ હૃદયના માનવો,
બહુ કાળ વિષયો ભોગવે તોયે વિકલ્પ કરી નવો,
સંતોષ પામે ના બિચારા માખી જિમ બળખા વિષે,
ચોંટે વિષય બળખા વિષે ચોંટી જુએ ચારે દિશે ૧૩૮
પયે કયે તે આર્ત્તજનને પ્રશમ અમૃત પાઇને,
વીતરાગપણું હું તો પમાડું ચરણપથે જોડીને,

**એવો સમય પામીશ જ્યારે સફળ તે દિનગતને,**
**માનીશ ભાવો એમ કરુણા ભાવનાના ભેદને ૧૩**

તીર્થંકરપણું પ્રાપ્ત કરાવનારી અનુપમ કરુણા ભાવના બતાવે છે—

**અર્થ**—આ જગતના જીવો લોકના સાધનો મેળવવાને માટે ઘણી દોડાદોડ કરે છે જે મળે છે તે ભોગવે છે અને તેની તૃષ્ણા હૃદયમાં વધારતા જ જાય છે વળી પોતાને હિતકારી વસ્તુને કોઇ દિવસ સ્વતા નથી તેમ અહિતકારી વસ્તુ તજતા નથી તેથી ઘણી પીડા પામે છે વળી ધન મેળવવા માટે ઘણી પીડા સહે છે, પામેલાનું રક્ષણ કરવા માટે પણ ઘણી પીડા સહે છે અને તેમાથી વળનાય છે તો અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરે છે તેમજ અગ્નિ લાગવાથી, ચારના ચોરી જવાથી કે રાજદંડ થવાથી જ્યારે ધન જાય છે–નાશ પામે છે ત્યારે પણ તે આત્તજનો ઘણી પીડા સહન કરે છે એમ જિનેશ્વર કહે છે તેવા મનુષ્યોને જોઇને આ ચચળ હૃદયના અન્ય મનુષ્યો બહુ કાળ સુધી વિષયો ભોગવે છે છતા નવા નવા વિકલ્પો-ઇચ્છાઓ કરે છે સતાપ પામતા નથી તે બિચારા માખી જેમ બળખામા ચોટે છે તેમ વિષયરૂપ બળખામા ચોટે છે અને પછી ચારે દિશા તરફ વલવલતા જોયા કરે છે તીર્થંકર થનાર જીવ આવા જીવાને જોઇને વિચારે છે કે-'આવા સમાગમા પીડાતા જીવોને કઇ રીતે પ્રશમામૃત પાઇને અને ચારિત્રને માર્ગે જોડીને વીતરાગપણું પમાડુ ? હું જ્યારે એવો સમય પામીશ ત્યારે તે દિવસને તેમજ રાત્રીને સફળ માનીશ' હે જીવો ! તમે પણ આવી અપૂર્વ કરુણા ભાવના ભાવો કે જેથી તમે પણ તેથી થનો અપૂર્વ લાભ મેળવો ૧૩૬-૧૩૭

વળી એ જ ભાવના ભાવે છે કે —

વિવિધ ભયના હેતુથી બીકણ બનેલા બાળને,
તિમ વૃદ્ધને નિર્ભય બનાવુ નિત પમાડી ધૈર્યને,
અન્યને ના ત્રાસ દેતા ભય દીયે ના જે નગ,
તેઓ ન પામે ત્રાસ ભય ને સંકટો વળી આકરા ૧૪૦

મરણ સન્મુખ જે રહેલા સ્વધન આદિ વિયોગને,
ગણતા અનિષ્ટ મરણતણા જે ભોગવે બહુ દુઃખને,
ભય ટાળનાર જિન વચનને સંભળાવી તેમને,
નિર્વાણ લાયક હુ બનાવુ એમ કરુણા ભાવને ૧૪૧

અર્થ —વિવિધ પ્રકારના ભયના હેતુ પ્રાપ્ત થવાથી બીકણ બની ગયેલા મનુષ્યોને-બાળકને તેમજ વૃદ્ધને નિર્ભય બનાવુ, તેમને નિરંતર ધીરજ આપુ, તેમને સમજાવુ કે-'અન્ય જીવોને જે ત્રાસ કે ભય આપતા નથી તેઓ ત્રાસ કે ભય તેમજ આકરા સંકટો પામતા નથી '

વળી મરણને સન્મુખ થયેલા જે મનુષ્યો સ્વધન આદિનો વિયોગ થવાના કારણે મરણને અનિષ્ટ માને છે અને બહુ પ્રકારના માનસિક તેમજ કાયિક દુઃખો ભોગવે છે, તેને સર્વ ભયને ટાળનારા એવા જિનવચનો સંભળાવીને નિર્વાણને-મોક્ષને લાયક બનાવુ આવી કરુણા ભાવના નિરંતર ભાવવી ૧૪૦-૧૪૧

હવે ચોથી માધ્યસ્થ ભાવના સંબંધી કહે છે —

ऋષિ નારી હત્યા કરે જે બાળની હત્યા કરે,
ખાતા અભક્ષ્ય અપેય પીએ દેવગુરુ નિંદા કરે,

ખોટી બડાઇ નિજતણી જે જન કરે પર તેહના,
ગણે ઉપેક્ષા ભાવ તે માધ્યસ્થતાની ભાવના ૧૪૨

અર્થ—જે મનુષ્યો મુનિહત્યા કરે, સ્ત્રીહત્યા કરે, બાળ હત્યા કરે, અભક્ષ્યનું ભક્ષણ કરે, અપેયનું પાન કરે, દેવગુરુની નિંદા કરે અને પોતાની ખોટી બડાઈ કરે એવા જનોની જે ઉપેક્ષા - તે માધ્યસ્થ ભાવના કહેવાય છે ૧૪૨

તેમ મનુષ્યો વિચાર કરે છે કે—

જિનધર્મથી મૂકાયલો હું ચક્રીપણું ના વાછનો,
જિનધર્મથી વાસિત થયેલું દાસપણું હું ચાહનો;
જિનધર્મહીણા ચક્રીઓ બહુ ઘોર પાપો આચરી,
નરકે રીબાયે તેહની એ ચક્રિતા ગણું ના ખરી ૧૪૩

અર્થ—જૈન ધર્મથી રહિત એવું ચક્રીપણું પણ હું ઇચ્છતો નથી, પરંતુ જિનધર્મવાસિત દાસપણું હું ઇચ્છુ છું, કારણ કે જૈનધર્મ રહિત એવા ચક્રીઓ અનેક પ્રકારના ઘોર પાપો કરીને સુભૂમ ને બ્રહ્મદત્ત ચક્રીની જેમ નરકે જાય અને ત્યાં અનેક પ્રકારના દુઃખોની રીબાય છે તેથી તેવા ચક્રી પણાને હું સાચું ચક્રીપદ માનું જ નહીં ૧૪૩

લાભાન્તરાયતણા જ ઉદયે જીવ દાસપણું લહે,
જિન ધર્મની શુભ સાધનાથી કર્મ આઠે ઝટ દહે,
ઇમ ભાવના નિત ભાવતા તિમ તે પ્રમાણે વર્તતા,
પુષ્કળ જનો શુભ કર્મ બાંધે નિર્જરા પણ સાધતા ૧

અર્થ —લાભાંતરાયના ઉદયથી આ જીવ દાસપણું પામે છે અને જૈન ધર્મની સારી રીતે આરાધના-સાધના કરવાથી જીવ આઠ પ્રકારના કર્મોને અ૫ કાળમા બાળી નાખે છે આવી ભાવના નિ તર ભાવતા અને તે પ્રમાણે વર્તતા અનેક ભવ્ય જીવો શુભ કર્મ બાધે છે અને નિર્જરા પણ કરે છે ૧૪૪

આશ્રવો સબધી જ વિશેષ કહે છે —

સૂત્રને અનુસાર સાચા વચણ નિત્યે બોલતા,
શુભ કર્મ બાધે અશુભ પણ વિપરીત ભાવે વર્ત્તતા,
કાયાથકી શુભ કાર્ય કરતા કર્મ શુભ બધાય છે,
આર ભથી હિ સા થતા કર્મો અશુભ બધાય છે ૧૪૫

અર્થ —સૂત્રને અનુસરીને સાચા વચનો બોલવાથી જીવ શુભ કર્મ બાધે છે અને તેથી વિપરીતપણે અસત્ય વચનો બોલવાથી અશુભ કર્મો બાધે છે કાયાથી પણ શુભ કર્મ કરતા શુભ કર્મ બધાય છે અને કાયાવડે આર ભ કે હિસાદિ કર વાથી અશુભ કર્મો બધાય છે ૧૪૫

વિષય યોગ પ્રમાદ અવિરતિ આર્ત્ત રૌદ્ર ધ્યાન એ,
મિથ્યાત્વ સોળ કષાય જાણો અશુભ કર્મ નિમિત્ત એ,
હે જીવ ! એ સસારમા રખડાવનાર જાણીને,
તેથી સદા અળગો રહી આરાધ શ્રી જિનધર્મને ૧૪૬

અર્થ —પાચ ઇંદ્રિયોના વિષયો, મન-વચન-કાયાના યોગ, નિદ્રા, વિકથા વિગેરે પ્રમાદ, અવિરતિ, આર્ત્તરૌદ્રધ્યાન, મિથ્યાત્વ અને સોળ કષાય વિગેરે અશુભ કર્મના નિમિત્ત કારણ છે તે

જીવ ! એ વિષયઅપાયાદિકને મ સારમા રખડાવનારા જાણીને તેના દૂર રહી-તેને તજી દઈને તુ શ્રી જિનધર્મની આરાધના કર ૧૪

પ્રભુ વીર ત્રિપુટી શુદ્ધ શિક્ષા આપતા મવિ જીવને
ઉત્કૃષ્ટ શત્રુ પ્રમાદ તે દેતા નિરન્તર દુઃખને,
સુણ ચિત્ત દઇ ઉપનય સહિત શાસ્ત્રોક્ત આ દૃષ્ટાન્તને,
એ સાભળીને દોરજે હિતમાર્ગમા નિજ ચિત્તને ૧૪૭

અર્થ —શ્રી વીર પરમાત્મા આ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આ ધનરૂપ ત્રિપુટીની શુદ્ધ શિક્ષા-દેશના સર્વ જીવને આપે છે તે સાથે કહે છે કે-આ જગતમા ઉત્કૃષ્ટ શત્રુ પ્રમાદ જ છે તે નિરતર સર્વ જીવને દુ ખ આપે છે તેના ઉપર એક શાસ્ત્રોક્ત દૃષ્ટાન્ત ઉપનય સહિત કહેવામા આવે છે તે સાભળીને તારા ચિત્તને તુ હિતમાર્ગમા દોરજે-જોડજે ૧૪૭

હવે ઉપર જણાવેલ દૃષ્ટાત ઉપનય સાથે કહે છે —

જિમ ધાતુવાદી જનો ગયા જ્યા તિમિરની નાહીં મણા,
તે ગિરિ ઉપર દીવા લઇને માર્ગથી ગુફાતણા,
આવતા દીવા બૂઝાણા નિજ પ્રમાદવશે કરી,
સાચો જ શત્રુ એહ ન કરે વીરની વાણી ખરી ૧૪૮
આવી પડ્યા વિકરાળ પથે આમનેમ તે આથડે,
દેખેલ માર્ગ પૂર્વનો તે ગોતતા પણ નવિ જડે,
સર્પો ડસ્યા ખાડે પડ્યા ને અતિથિ યમના થયા,
આ પ્રમાદે પણ તાહરી કરી એ દશા પ્રભુ કહી ગયા.૧૪

સમજાવવાને સ્પષ્ટ ઘટના હુ કહુ તે સમજજે,
શ્રુતબોધ દીવો તેહ મળશે કર્મલાઘવથી જ જે,
તેથી કળીને માર્ગ શિવનો જીવ પ્રમાદ કરે પડી,
લે ના ખબર તે દીપની બુઝી ગયો તિણુ તે વડી ૧૫૦
મુઝાય મિથ્યાભાવ તિમિરે લોભ સર્પ ડસ્યો તિહા,
દુષ્ટ ગતિ ખાડે પડી બોલે સુપથ ગયો કિહા ?
હારી ગયો જિન ધર્મ પામ્યો પણુ ન પામ્યા જેહવો,
વિત્તાદિની આસક્તિથી પામે ન અવસર એહવો ૧૫૧

અર્થ —કોઇ ધાતુવાદી મનુષ્યો ત્યા ગયા કે જ્યા અધકાર ઘણો હતો હાથમા દીવાઓ લઇને પર્વત ઉપર જતા ને ગુફામા પ્રવેશ કરતા પ્રમાદના કારણુથી દીવાઓ બૂઝાઈ ત્યા વીર પ્રભુએ કહ્યુ છે કે આ જીવનો પ્રમાદ જ ખરો શત્રુ છે તે હકીકત અહીં સિદ્ધ થઇ, કેમકે પ્રભુની વાણી નિશ્ચિત જ હોય છે પછી તે ધાતુવાદીઓ ભયકર માર્ગમા આવી પડવાથી આમતેમ આથડવા લાગ્યા પૂર્વે માર્ગ દીઠેલો છતા પણુ અધકાર થઈ જવાથી તેમને ગોતતા પણુ તે માર્ગ જડ્યો નહીં એટલે તેમાથી કેટલાકને સર્પોએ ડસ્યા, કેટલાક ખાડામા પડી ગયા અને પરિણામે બધા યમરાજના અતિથિ થયા—મરણુ પામ્યા હે જીવ! આ પ્રમાદે પણ તારી એવી દશા કરી છે આમ પ્રભુ કહી ગયા છે હવે તને સમજાવવાને આ દૃષ્ટાતની હુ સ્પષ્ટ ઘટના કરુ છુ તે તુ બરાબર સમજજે અને ધ્યાનમા લેજે

શ્રુતબોધરૂપ દીવો તે આ જીવને કર્મોની લાઘવતાથી પ્રાપ્ત થાય છે [illegible] મોક્ષનો માર્ગ જાણ્યા છતા પ્રમાદમા

જો જીવો તે દીવાની ખબર ન લેય તો તે દીવો બૂઝાઈ જાય એટલે જ્ઞાનનો અભાવ થતાં મને મિથ્યાભાવરૂપ અંધકાર વિસ્તાર પામતા જીવ મુઝાય છે, તેને લોભરૂપ સર્પ ડસે છે, દુર્ગતિરૂપ ખાડામાં પડે છે, પછી બોલે છે કે–અરે ! મારો દીવો સુપથ–સન્માર્ગ ક્યાં ગયો ? હું જૈન ધર્મ પામ્યા છતાં પણ ન પામ્યા જેવું થયું ! હું ભવ હારી ગયો ! હું દ્રવ્યાદિકમાં આસક્ત થઈ ગયો ! હવે કરીને મને એનો અનમર મળવો મુશ્કેલ થઈ પડ્યો ૧૪૮–૧૪૯

એ વર્ણને જીવ વિચાર કરે છે કે —

સૂવે કદી અવિવેકી જીવો તું ન સૂઈશ અહીં જગ,
ગાડર પ્રવાહે સુખ નહીં ઇમ માનતા ડાહ્યા ખગ;
મદનિયાની કાણમાં રાણી નૃપતિ આદિ ગયા,
બીના ગધેડીના ગિગુની સાંભળી દિલગીર થયા ૧૫૦

અર્થ —હે જીવ ! જો અવિવેકી જીવો ભલે સૂવે–પ્રમાદમાં પડે પણ તું સૂઈશ નહીં–પ્રમાદમાં પડીશ નહીં, કારણ ! ડાહ્યા મનુષ્યો ગાડરપ્રવાહે ચાલવામાં સુખ માનતા જ નથી એવા ગાડરીયા પ્રવાહ ઉપર મદનીઆની કાણનું દૃષ્ટાંત આ પ્રમાણે —

એક રાજાની રાણીને કોઈ કુંભારણની સાથે બેનપણાં થયા હતાં તે દરરોજ રાણી પાસે આવતી ને કલાક બે કલાક બેસી આનંદ કરાવતી એક દિવસ તે ન આવી તેથી રાણીએ દાસીને ખબર કાઢવા મોકલી તેણે જોયું તો ઘરના બારણાં બંધ કરીને ૧૬૨ કુંભારણ પોતાના મદનીયાને માટે રૂએ છે ને દાસીએ આવીને રાણીને વાત કરી રાણીએ વિચાર્યું કે–આ મારી બેન

પણી છે, તેના દુખમા ભાગ લેવા–દિલાસો આપવા મારે જવુ જોએ તેથી તે ત્યા જવા ચાલી રાજાને તે વાતની ખબર પડી એટલે ગણી સાથે મારે પણ જવુ જોઇએ એમ ધારી તે પણ આ યા, એટલે પ્રધાન વિગેરે પરિવાર પણ ચાલ્યો કુભારણને ઘેર જઈને કાણુ કરાવતા કોઇએ પૂછ્યુ કે–મદનીઓ કેવો હતા? શુ થયુ હતુ? એટલે રાજાએ, રાણીએ, સૌએ અ ત ણપણુ બતાવ્યુ છેવટ કુભારને બોલાવતા તેણે પોતાની ગધેડીનો વછેરો મદનીઆ નામનો હતો તે મરી ગયાનુ જણાવ્યુ, એટલે સૌ ભોઠા પડ્યા કે આપણે વિચાર કે તપાસ કર્યા વિના આવ્યા ત ઠીક ન કર્યું ગાડરીઓ પ્રવાહ આવો ( હોય છે તેમા માણસો વિચાર કર્યા વિના હાકે જાય છે મદનિઆની માણમા ગણી, રાજા વિગેરે બધા ગયા પણ ત્યા એ ગધેડાની વાત સાભળીને સૌ દિલગીર થયા ૧૫૨

હિતકાર્યમા કરતા પ્રવૃત્તિ અહિત કાર્યો નહિ કરે,
શુભ બોધ હૃદયે ધારનાગ સુજન નિર્ણય શક્ કરે
પ્રતિબુદ્ધ તે જે દ્રવ્યથી નિદ્રા હરીને ભાવથી,
જ્ઞાની યથાર્થ પદાર્થનો તેવા થજે ત મથી મથી. ૧૫૩ ૫૭

અર્થ —'ઉત્તમ મનુષ્યો હિતકારી કાર્યમા પ્રવૃત્તિ કરે છે અપ્ર અને અહિતકારી કાર્યો કરતા નથી' સારો બોધ હૃદયમા ભ્રમણ ધારનારા સજ્જનો નિર્ણય થાને કરે છે પ્રતિબુદ્ધ પરવસ્તુનો પ્રબુદ્ધ અથવા બોધ પામેલો તેને કહે છે કે જે દ્રવ્યથી નિદ્રા તજીને ભાવથી પદાર્થ માત્રનો જ્ઞાની થાય છે એ કરજે ૧૫૭ બાધ મથન કરી કરીને એવો

મુણજે અગડદત્તાદિના દષ્ટાંત શ્રી ગુરુની કને,
ઉદયે ધરી તજે છોડજે હું ખદાયી એહ પ્રમાદને;
જે ઉચિત કાર્યો તીવ્ર સાધે આશુપ્રજ્ઞ[1] તે જાણજે,
તેવા જનોનો સંગ પામી અપ્રમાદી તું થજે ૧૫૪

અર્થ —હે જીવ ! તું ધમ્મિલ ચરિત્રાદિમાં અગડદત્ત મુનિ વિગેરેની કથા આવે છે તે સાંભળજે, તેને હૃદયમાં ધારણ કરજે અને દુ ખદાયી એવા પ્રમાદને તરછોડજે-તજી દેજે જે મનુષ્યો ઉચિત કાર્યો તીવ્રપણે સાધે છે-કરે છે તેને જ આશુપ્રજ્ઞ[1] સમજવા તું તેવા જનોનો સંગ કરીને-પામીને અપ્રમાદી થજે ૧૫૪

છે કાળ ગેદ્ર હરણ કરે જે પ્રાણનું નિર્દયપણે,
તેને ન જીતે કોઇ બળથી જાણજે નિશ્ચયપણે,
ઘટતી જ જાયે શક્તિ તનુની કાળ અવસર્પિણીતણો,
હે ભાઇ! માટે માન શિખ મુજ સમય આ તુજ હિતતણો

અર્થ —હે ભાઈ ! આ કાળ મહાભયંકર છે તે નિર્દય પણે અનેક જીવોના પ્રાણનું હરણ કરે છે, તેને કોઈપણ પ્રાણી બળવડે જીતી શકે એમ નથી, એ તું નિશ્ચયથી જાણજે વળી આ અવસર્પિણી કાળ હોવાથી દિનપરદિન શરીરની શક્તિ પણ ઘટતી જાય છે માટે તું મારી શિખામણ માનીને ધર્મકરણીમાં ઉદ્યમવંત થઈ જા, કારણ કે આ વખત તારા હિતનો છે આવો વખત ફરી ફરીને મળવો દુર્લભ છે ૧૫૫

---

૧ આશુપ્રજ્ઞ–શીઘ્ર ... નાની–બુદ્ધિ

અપ્રમાદી રહેવા ઉપર ભારંડ પક્ષીનુ દૃષ્ટાંત આપે છે —

ડોક જુદી ચરણ ત્રણ તિમ ઉદર જેને એક છે,
બોલી મનુજના જેહવી ભારંડ પક્ષી તેહ છે,
ભિન્ન ફળ ખાવાતણી ઇચ્છા થતા મૃત્યુ લહે,
પ્રિય જીવનકાજે તેહ પક્ષી સાવચેત સદા રહે ૧૫૬

અર્થ —ડોક એટલે મુખ બે, પગ ત્રણ અને ઉદર–પેટ જેનુ એક છે, ભાષા મનુષ્ય જેવી બોલે છે તેનુ નામ ભારંડ પક્ષી કહેવાય છે તેમા જીવ બે હોવાથી તેને જ્યારે ભિન્ન ભિન્ન ફળ ખાવાની ઇચ્છા થાય છે ત્યારે તે મરણ પામે છે, પરંતુ પોતાના પ્રિય જીવનને માટે તે નિરંતર સાવચેત રહે છે–કાયમ અપ્રમાદી રહે છે ને પક્ષીને નિદ્રા જ હોતી નથી, માટે તુ પણ તેવો અપ્રમાદી થા ૧૫

તે નિમિત્તે જ ઉપદેશ આપે છે કે —

તુજ ધર્મજીવન કાજ ચેતન! અપ્રમાદ દશા ધરી,
શાસન બગીચામા સફર કર એજ કરણી છે ખરી,
પરવસ્તુનો અભિલાષ તે દુ:ખ આકરુ તુ જાણજે,
નિ:સ્પૃહા ગુણ ધારીને સાચા સુખોને પામજે ૧૫૭

અર્થ —હે ચેતન! તુ તારા ધર્મજીવનના રક્ષણ માટે અપ્રમાદ દશા ધારણ કરીને શાસનરૂપ બગીચામા–ફૂલવાડીમા ભ્રમણ કર એ જ સાચી કરણી છે આ જગતના જીવોને પરવસ્તુનો અભિલાષ તે જ મહાદુઃખરૂપ છે, એમ જાણીને તુ નિ:સ્પૃહતા ગુણ ધારણ કરી સત્ય સુખને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરજે ૧૫૭

સુણજે સદા જિનવયણને એથી જ આત્મિક ઉન્નતિ
જિનવયણ ત્રિપુટીશુદ્ધ તે આપે સદાયે સન્મતિ,
દૂર હઠાવે આધિ વ્યાધિ તિમ ઉપાધિ ઝેરને,
નોળવેલ સમુ કહ્યુ તીર્થ કરે એ કારણે ૧૫૮

અર્થ —હે આત્મા ! તુ નિરતર જિનવચનને સાભળજે, તેના વડે જ આત્મિક ઉન્નતિ થવાનો સભવ છે જિનવચન કે જે ત્રિપુટી શુદ્ધ છે તે જ આ જીવને નિરતર સન્મતિ આપનાર છે અને તે આધિ, વ્યાધિ અને ઉપાધિના ઝેરને દૂર હઠાવનાર છે તીર્થ કરોએ તે જ કારણે તે ત્રિપુટીશુદ્ધ ધર્મને નોળવેલ સમાન કહેલ છે નોળીયાને સાપ ડશ મારે ત્યારે તે નોળવેલ નામની વનસ્પતિ–ઔષધિને સુધી આવે છે જેથી સર્પનુ ઝેર તેને ચડતુ નથી, તેમ આ ત્રિપુટીશુદ્ધ* વીરવચન પણ એવુ છે કે જે જીવોને આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ઝેર ચડવા દેતુ નથી–તેના ઝેરનો વિનાશ કરે છે ૧૫૮

દોરા પ્રમુખને પાસલા જેવા ગણી ભારડ આ,
ચાલે યથા તિમ દુષ્ટ સકલ્પો તથા ભાષા ક્રિયા,
કર્મબધન હેતુ જાણી અપ્રમાદી થઇ સદા,
ચારિત્રરૂપી વ્હાણની રક્ષા કરી લે સપદા ૧૫૯

અર્થ —ભારડપક્ષી જેમ સામાન્ય દોરા પ્રમુખને પણ પાશલા જેવા જાણી તેનાથી દૂર રહે છે તેમ હે જીવ ! તુ પણ દુષ્ટ

* અહીં સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ત્રિપુટી સમજવી અથવા કષ, છેદ ને તાપવડે શુદ્ધ ધર્મ તે ત્રિપુટીશુદ્ધ ધર્મ સમજવો

ર ચકુપો, અનિષ્ટ ભાષા અને અશુભ ક્રિયાને કર્મબંધનના હેતુરૂપ જાણી, તેનાથી દૂર રહી અપ્રમાદી થઈને નિરંતર ચારિત્રરૂપ મરકતની રક્ષા કરી આત્મસંપદાને મેળવ ૧૫૯

આ દેહ દોષોથી ભરેલો છે સદાયે તે છતા,
જ્ઞાનાદિનો શુભ લાભ તેથી જ્યાસુધી મુનિ પામતા,
ત્યાસુધી તનને ટકાવે અન્નપાનાદિક બળે,
ઉપક્રમ અકાળે જિમ ન લાગે તેમ વરતે પળપળે ૧૬૦

કેવટ સમય મુનિ એમ જાણે આ શરીરતણા બળે,
પ્રેદાન ગુણની ના થતી ને નિર્જરા પણ ના મળે,
હોવે ન ધર્મ યાન ઉત્તમ એમ નિર્ણય શુભ કરી,
ર્મમળ દૂરે કરે સાપેક્ષતા તનની હરી ૧૬૧

અર્થ —આ શરીર જો કે દોષોથી ભરેલુ છે તથાપિ નવડે જ્ઞાનાદિનો શુભ લાભ પામી શકાય છે, એમ જાણી ાસુધી મુનિ તેનાથી જ્ઞાનાદિનો લાભ પામી શકાય ત્યા ો તેને અન્નપાનાદિવડે પાળે છે ને ટકાવે છે કે જેવી ાળે કાઈ ઉપક્રમ ન લાગે. આવુ વર્તન કાયમ રાખ્યા કરે ટ જ્યારે મુનિ એમ જાણે કે હવે આ શરીરના બળથી ..ડ પણ ગુણની-લાભની ઉત્પત્તિ-પ્રાપ્તિ થતી નથી અને નિર્જરા પણ થતી નથી તેમ જ ઉત્તમ ધ્યાન પણ થઈ શકતુ નથી ત્યારે એ વાતનો નિર્ણય કરીને, શરીરની સાપેક્ષતા તજી દઈને કર્મમળને દૂર કરવાનો-અનશન કરવાનો વિચાર કરે છે અર્થાત્ આ શરીરને પણ તજી દે છે ૧૬૦-૧૬૧

સુણજે સદા જિનવચણને એથી જ આત્મિક ઉન્નતિ
જિનવચણ ત્રિપુટીશુદ્ધ તે આપે સદાયે સન્મતિ,
દૂર હઠાવે આધિ વ્યાધિ તિમ ઉપાધિ ઝેરને,
નોળવેલ સમુ કહ્યુ તીર્થંકરે એ કારણે

અર્થ —હે આત્મા ! તુ નિરંતર જિનવચનને સાભળ, તેના વડે જ આત્મિક ઉન્નતિ થવાનો સભવ છે જિનવચન જે ત્રિપુટી શુદ્ધ છે તે જ આ જીવને નિરંતર સન્મતિ આપનાં છે અને તે આધિ, વ્યાધિ અને ઉપાધિના ઝેરને દૂર હઠાવનાર છે તીર્થંકરોએ તે જ કારણે તે ત્રિપુટીશુદ્ધ ધર્મને નોળવેલ સમાન કહેલ છે નોળીયાને સાપ ડંશ મારે ત્યારે તે નોળ વેલ નામની વનસ્પતિ-ઔષધિને સુઘી આવે છે જેથી સર્પનું ઝેર તેને ચડતુ નથી, તેમ આ ત્રિપુટીશુદ્ધ* વીરવચન પણ એવુ છે કે જે જીવોને આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ઝેર ચડવા દેતુ નથી-તેના ઝેરનો વિનાશ કરે છે ૧૫૯

દોરા પ્રમુખને પામવા જેવા ગણી ભારંડ આ,
ચાલે યથા તિમ દુષ્ટ સંકલ્પો તથા ભાષા ક્રિયા,
કર્મબંધન હેતુ જાણી અપ્રમાદી થઈ સદા,
ચારિત્રરૂપી વ્હાણની રક્ષા કરી લે સંપદા　　　　૧૫૯

અર્થ —ભારંડપક્ષી જેમ સામાન્ય દોરા પ્રમુખને પણ પાશલા જેવા જાણી તેનાથી દૂર રહે છે તેમ હે જીવ ! તુ પણ દુષ્ટ

* અહીં સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ત્રિપુટી સમજવી અથવા કષ, છેદ ને તાપવડે શુદ્ધ ધર્મ તે ત્રિપુટીશુદ્ધ ધર્મ સમજવો

રૂપે, અનિષ્ટ ભાષા અને અશુભ ક્રિયાને કર્મબંધનના હેતુરૂપ જાણી, તેનાથી દૂર રહી અપ્રમાદી થઈને નિરંતર ચારિત્રરૂપ કલ્પવૃક્ષની રક્ષા કરી આત્મસંપદાને મેળવ ૧૫૯

આ દેહ દોષોથી ભરેલો છે સદાયે તે છતા,
જ્ઞાનાદિનો શુભ લાભ તેથી જ્યાંસુધી મુનિ પામતા,
ત્યાંસુધી તનને ટકાવે અન્નપાનાદિક બળે,
ઉપક્રમ અકાળે જિમ ન લાગે તેમ વરતે પળપળે. ૧૬૦

છેવટ સમય મુનિ એમ જાણે આ શરીરતણા બળે,
પે લાભ ગુણની ના થતી ને નિર્જરા પણ ના મળે,
હાવે ન ધર્મ ધ્યાન ઉત્તમ એમ નિર્ણય શુભ કરી,
કર્મમળ દૂરે કરે સાપેક્ષતા તનની હરી ૧૬૧

અર્થ—આ શરીર જો કે દોષોથી ભરેલું છે તથાપિ તેનાવડે જ્ઞાનાદિનો શુભ લાભ પામી શકાય છે, એમ જાણી જ્યાંસુધી મુનિ તેનાથી જ્ઞાનાદિનો લાભ પામી શકાય ત્યાં સુધી તેને અન્નપાનાદિવડે પાળે છે ને ટકાવે છે કે જેથી અકાળે કોઈ ઉપક્રમ ન લાગે આવું વર્તન કાયમ રાખ્યા કરે છેવટ જ્યારે મુનિ એમ જાણે કે હવે આ શરીરના બળથી કાઇ પણ ગુણની—લાભની ઉત્પત્તિ—પ્રાપ્તિ થતી નથી અને નિર્જરા પણ થતી નથી તેમ જ ઉત્તમ ધ્યાન પણ થઈ શકતું નથી ત્યારે એ વાતનો નિર્ણય કરીને, શરીરની સાપેક્ષતા તજી દઈને કર્મમળને દૂર કરવાનો—અનશન કરવાનો વિચાર કરે છે અર્થાત્ આ શરીરને પણ તજી દે છે ૧૬૦-૧૬૧

પ્રભુ આ પ્રસગે ઉચ્ચરે મડિકના દષ્ટાતને,
લૂટેલ ધનને પામવા મૂળદેવ નૃપ એ યોગ્ને,
નિજ પાસ રાખે કામ સરતા શૂળીની શિક્ષા કરે,
ઇમ લાભ જાણી દેહ રક્ષણ સર્વદા ગુણીજન કરે. ૧૬૨

અર્થ —પ્રભુએ આ પ્રસગ ઉપર મડિક ચોરનુ દષ્ટાત કહ્યુ છે તે આ પ્રમાણે —એક મડિક નામે ચોર હતો તેને મૂળદેવ નામના રાજાએ પકડી, પોતાને વશ કરી કાઇ પણ શિક્ષા ન કરતા પોતાની પાસે રાખ્યો અને તેને મનાવી-સમજાવીને તેણે જેટલુ દ્રવ્ય ચોરીવડે પ્રજાજનોનુ લુટ્યુ હતુ તે બધુ મેળવ્યુ પછી કામ સરી ગયેલા તેને શૂળીની શિક્ષા કરી એમ શરીરથી થતો જ્ઞાનાદિનો લાભ જાણીને ગુણીજનો પણ આ શરીરની સર્વદા રક્ષા કરે છે અને જ્યારે તેનાથી લાભની પ્રાપ્તિ થતી બધ થાય છે ત્યારે તેને વોસિરાવી દે છે અહીં ઉપરનુ દષ્ટાત ઘટાવવુ ૧૬૨

ગુરુબુદ્ધિને અનુસાર સઘળા સૂત્રના અર્થો થતા,
એવુ વિચારી ભવ્ય જીવો આણ ગુરુની પાળતા,
ખોટો કદાગ્રહ રજ ન રાખે એમ ટાળી ક્લેશને,
કર્મબધથકી બચી જે સાચવે શુભ શીલને ૧૬૩

તે નિર્જરા પુષ્કળ લહે નિર્વાણ થોડા સમયમા,
જનતા ગણે કલ્યાણ તેના નામકેરા જાપમા,
આપમતિએ ચાલનારા જન કદાગ્રહમા પડી,
પામે અનતા ભવ અનર્થો ભોગવે બહુ રડી રડી. ૧૬૪

અર્થ —ગુરુમહારાજની બુદ્ધિને અથવા બોધને અનુસારે સઘળા સૂત્રાદિના અર્થો થાય છે એવું વિચારીને ભવ્ય જીવો ગુરુમહારાજની આજ્ઞા પાળે છે અને તેમની પાસે રહી બોધ મેળવે છે ખોટો કદાગ્રહ રજમાત્ર પણ રાખતા નથી, કલેશને તો તજી જ દે છે તેવા શુભ આચારને પાળનારા જીવો કર્મ બાંધવી નાખ્યા જાય છે અને કર્મોની નિર્જરા પણ પુષ્કળ કરે છે પ્રાંતે અલ્પ કાળમાં મોક્ષસુખને મેળવે છે જનતા—જન સમૂહ એવા ઉત્તમ જનોના નામના જાપથી પણ કૃતાર્થ માને છે આ પ્રમાણે ન વર્તનારા જેઓ કદાગ્રહમાં પડી જઈ આપ મતિએ ચાલે છે તેઓ અનંતા ભવમાં ભમે છે અને અનેક પ્રકારના અનર્થો ગડી રહીને ભોગવે છે—સહન કરે છે ૧૬૩-૧૬૪

છઠ્ઠ અઠ્ઠમ દસમ દુવાલસ અર્ધ માસખમણ કરે,
આણ ગુરુની ઓળવે તો લાભ તેથી ના મળે,
માટે ગુરુની આણ માનો આપમતિને છોડિયે,
તો નાણ દર્શન ચરણની સ્થિરતા અપૂરવ પામિયે. ૧૬૫

અર્થ —જે મુનિ છઠ્ઠ, અઠ્ઠમ, દસમ, દુવાલસ, પાસખમણ કે માસખમણની તપસ્યા કરે પણ ગુરુની આજ્ઞા માને નહીં તો તે તપનું ફળ સંપૂર્ણપણે મેળવી શકે નહીં, માટે આપ મતિને તજી દઈને ગુરુઆજ્ઞા માનવી કે જેથી જ્ઞાન, દર્શન ને ચારિત્ર ગુણની અપૂર્વ સ્થિરતા મેળવી શકાય ૧૬૫.

આ પ્રસંગ ઉપર અશ્વનું દૃષ્ટાંત આપે છે —

શિક્ષકતણી શિક્ષા લહી જિમ અશ્વ બખ્તર ધારીને,
શિક્ષકતણા વચને રહીને પામતો ઝટ વિજયને, —

તોફાની વોડો હાર આપે ઇમ વિચારી સર્વદા,
અપ્રમત્તપણે વિચરીને પામિયે શિવસ પદા. ૧૬૬

અર્થ —શિક્ષક પાસેથી શિક્ષા મેળવીને બખ્તરધારી ઘોડો શિક્ષકના વચન પ્રમાણે વર્તે છે તો તે જલ્દી વિજયને મેળવે છે અને તોફાની–અશિક્ષિત ઘોડો યુદ્ધાદિમા હરાવે છે તેમ વિચારીને જો ગુરુની શિક્ષા પ્રમાણે અપ્રમત્તપણે વિચરીએ તો જરૂર શિવસપત્તિ મેળવી શકીએ ૧૬૬

તે ખિન્ન ના હોવે પછી શરૂઆતમા જે ચેતતા,
ઇમ ના કરે તો અ તસમયે દિલગીર બહુ થતા,
ધર્મ પાછળથી કરીશુ ઇમ વદે નિરૂપક્રમી,
પણ ઇમ ન માને કોઇ દિન સુણી માનવો સોપક્રમી ૧૬૭

અર્થ —જે મનુષ્યો શરૂઆતમાથી જ ચેત તેને પાછળથી ખિન્ન થવુ પડતુ નથી અને જે તેમ નથી કરતા–પહેલાથી નથી ચેતના તેને પાછળથી દિલગીર થવુ પડે છે–પસ્તાવુ પડે છે જેઓ નિરૂપક્રમી આયુષ્યવાળા હોય તે તો કદી એમ બોલે કે હમણા તો વિષય સેવી લઉ પછી પાછલી અવસ્થામા ધર્મ કરીશ, પરન્તુ સોપક્રમી આયુવાળા મનુષ્યો એમ કદી બોલે નહીં અને માને પણ નહીં ૧૬૭

મે ધર્મ રજ ના આચર્યો પાપો અઢારે આચર્યા,
સુખ ચાહના મનમા ઘણી પણ તેહના કારણ તજ્યા,
દુ ખી થવા ઇચ્છા નહીં પણ દુ ખ કારણ ના તજ્યા,
ઇમ શોક કરતા મૂર્ખ જીવો ચેતનાર સુખી થયા. ૧૬૮

અર્થ —મૂર્ખ મનુષ્યો એવો શોક કરે છે કે મે આખા જન્મમાં જરા માત્ર પણ ધર્મ ન કર્યો અને પાપસ્થાનકો અઢારે આચર્યા-એ યા દિલમા સુખની ચાહના ઘણી છતા સુખના મતલ્લો તજી દીધા અને દુખની ચાહના જરા પણ નહીં છતા દુખના કારણો તજ્યા નહીં તેથી હું દુખી થાઉં છું જેઓ પ્રથમથી ચેત છે તેઓ આમ દુખી થતા નથી પણ સુખી થાય છે ૧૯૮

અભ્યાસ સારો પાડજે વિષયો બધા તરછોડજે,
સમ માન શત્રુમિત્રને લોકસ્વરૂપ વિચારજે,
દુર્ગતિના સાધનોથી અલગ આત્મા રાખજે,
દૃષ્ટાંત બ્રાહ્મણ વાણિયાની નારનુ અહીં જાણજે ૧૯૯

અર્થ —જીવને ઉપદેશ આપે છે કે-તુ સારા કાર્ય કરવાનો અભ્યાસ પાડજે અને ઇદ્રિયોના વિષયોનુ પોષણ કરીશ નહીં, તેને તરછોડજે વળી દુર્ગતિના સાધનોથી તારા આત્માને દૂર રાખજે અને આ સબધમા બ્રાહ્મણ ને વાણીઆની સ્રીનુ દૃષ્ટાન્ત વિચારજે ૧૯૯

એક બ્રાહ્મણની સ્રી નિરંતર આભૂષણો પહેરી રાખતી હતી તેના પતિએ તેને વારવાર કહ્યુ કે-'આભૂષણો અવસરે પહેરાય, કાયમ ન પહેરાય વળી એથી કોઇ વખત ચોર વિગેરેથી તને હેરાન થવુ પડશે ' બ્રાહ્મણીએ માન્યુ નહીં અને કહ્યુ કે-' ચોર આવશે ત્યારે કાઢી નાખીશ ' અન્યદા ચોર આવ્યા શરીર પુષ્ટ થવાથી હાથ સાથે ચોટી ગયેલા આભૂષણો ન નીકળી શકવાથી ચોરોએ કાડા કાપી નાખ્યા ને ઘરેણા લઈ ગયા બ્રાહ્મણી મરણ પામી આ પ્રમાણે શરીરશોભામા આસક્ત જીવો દુખ પામે છે

તોફાની ઘોડા હાર આપે ઇમ વિચારી મર્યાદા,
અપ્રમત્તપણે વિચરીને પામિયે શિવમ પદા. ૧૬૬

અર્થ —શિક્ષક પાસેથી શિક્ષા મેળવીને બખ્તરધારી ઘોડા શિક્ષકના વચન પ્રમાણે વર્તે છે તો તે જલ્દી વિજયને મેળવે છે અને તોફાની-અશિક્ષિત ઘોડા યુદ્ધાદિમા હરાવે છે તેમ વિચારીને જો ગુરુની શિક્ષા પ્રમાણે અપ્રમત્તપણે વિચરીએ તો જરૂર શિવસપત્તિ મેળવી શકીએ ૧૬૬

તે ખિન્ન ના હોવે પછી શરૂઆતમા જે ચેતતા,
ઇમ ના કરે તો અ તસમયે દિલગીર બહુ થતા,
ધર્મ પાછળથી કરીશુ ઇમ વદે નિરુપક્રમી,
પણ ઇમ ન માને કોઇ દિન સુણી માનવો સોપક્રમી ૧૬૭

અર્થ —જે મનુષ્યો શરૂઆતમાથી જ ચેતે તેને પાછળથી ખિન્ન થવુ પડતુ નથી અને જે તેમ નથી કરતા-પહેલાથી નથી ચેતતા તેને પાછળથી દિલગીર થવુ પડે છે-પસ્તાવુ પડે છે જેઓ નિરૂપક્રમી આયુષ્યવાળા હોય તે તો કદી એમ બોલે કે હમણા તો વિષય સેવી લઉ પછી પાછલી અવસ્થામા ધર્મ કરીશ, પરતુ સોપક્રમી આયુવાળા મનુષ્યો એમ કદી બોલે નહીં અને માને પણ નહીં ૧૬૭

મે ધર્મ રજ ના આચર્યો પાપો અઢારે આચર્યા,
સુખ ચાહના મનમા વણી પણ તેહના કારણ તજ્યા,
દુ ખી થવા ઇચ્છા નહીં પણ દુ ખ કારણ ના તજ્યા,
ઇમ શોક કરતા મૂર્ખ જીવો ચેતનાર સુખી થયા ૧૬૮

અર્થ —મૂર્ખ મનુષ્યો એવો શોક કરે છે કે મે આખા જ મમા રજ માત્ર પણ ધર્મ ન કર્યો અને પાપસ્થાનકો અઢારે આચર્યા-મેળવ્યા દિવસમા સુખની ચાહના ઘણી છતા સુખના મારગો તજી દીધા અને દુ ખની ચાહના જરા પણ નહીં છતા દુ ખના મારગો તજ્યા નહીં તેથી હુ દુ ખી થાઉ છુ જેઓ પ્રથમથી ચેતે છે તેઓ આમ દુ ખી થતા નથી પણ સુખી થાય છે ૧૯૮

અભ્યાસ સારો પાડજે વિષયો બધા તરછોડજે,
સમ માન શત્રુમિત્રને લોકસ્વરૂપ વિચારજે,
દુર્ગતિના સાધનોથી અલગ આત્મા રાખજે,
દષ્ટાંત બ્રાહ્મણ વાણિયાની નારનુ અહીં જાણજે ૧૯૯

અર્થ —જીવને ઉપદેશ આપે છે કે–તુ સારા કાર્ય કરવાનો અભ્યાસ પાડજે અને ઇંદ્રિયોના વિષયોનુ પોષણ કરીશ નહીં, તેને ત છોડજે વળી દુર્ગતિના સાધનોથી તારા આત્માને દૂર રાખજે અને આ સબધમા બ્રાહ્મણ ને વાણીઆની સ્રીનુ દષ્ટાંત વિચારજે ૧૯૯

એક બ્રાહ્મણની સ્રી નિરતર આભૂષણો પહેરી રખડતી હતી તેના પતિએ તેને વારવાર કહ્યુ કે–'આભૂષણો અવસરે પહેરાય, કાયમ ન પહેરાય વળી એથી કોઈ વખત ચોર વિગેરેથી તને હેરાન થવુ પડશે ' બ્રાહ્મણીએ માન્યુ નહીં અને કહ્યુ કે–'ચોર આવશે ત્યારે કાઢી નાખીશ ' અન્યદા ચોર આ યા શરીર પુષ્ટ થવાથી હાથ સાથે ચોટી ગયેલા આભૂષણો ન નીકળી શકવાથી ચોરોએ કાડા કાપી નાખ્યા ને ઘરેણા લઈ ગયા બ્રાહ્મણી મરણ પામી આ પ્રમાણે શરીરશોભામા આસક્ત જીવો દુ ખ પામે છે

એક વણિક ગૃહસ્થને એક સ્ત્રી હતી તેને ઘર સોંપીને તે પરદેશ ગયો પાછળ તેણીએ ઘરની સભાળ ન લીધી પોતાના શરીરની શોભામા જ મશગુલ રહી નોકરોને પણ કામ બતાવ્યુ નહીં તેથી તે પણ બેદરકાર બન્યા શેઠ પરદેશથી આવ્યા તો ઘરની સ્થિતિ ખરાબ થઇ ગયેલી જોઇ તેનુ કારણ પૂછતા શેઠાણીની ગેરસભાળ વિગેરે જાણીને તને કાઢી મૂકી બીજી સ્ત્રી પરણ્યો તેને ઘર સોંપીને પાછો પરદેશ ગયો એ સ્ત્રી સુઘડ ને અપ્રમાદી હતી તેણીએ ઘરની બરાબર સભાળ કરી ને નોકરો પાને સાફસુફ કરાવ્યા કર્યું તેથી ઘરની સુદરતા કાયમ રહેવા સાથે ઊલટી વધી શેઠ પરદેશથી આવતા ઘરની શોભા જોઇને ખુશી થયા અને તે સ્ત્રીને ઘરના તમામ કામની સ્વામિની બનાવી પ્રમાદી ને અપ્રમાદીપણાનુ આ ફળ સમજી અપ્રમાદી થવુ

અરુચિકર શબ્દાદિમા મુનિ અરુચિ કરશો નહીં,
રુચિકર રસાદિ પામીને રાગી કદી બનશો નહીં,
મધ્યસ્થ ભાવે નિત રહી ચારિત્ર ચોખુ રાખવુ,
વિસ્તાર દશમા અગમા બધન તજીને ચાલવુ ૧૭૦

અર્થ —હે મુનિ ! તમે અરુચિ ઉત્પન્ન કરે એવા શબ્દાદિ-પાચે ઇંદ્રિયોના વિષયોને પામીને તેમા અરુચિ ન કરશો અને રુચિકર-મનગમતા રસાદિ વિષયો પામીને તેના રાગી બની ન જશો તમે તો નિરતર મધ્યસ્થભાવે રહીને ચારિત્રને ચોખુ રાખશો-દોષ ન લગાડશો આ સબધમા દશમા અગ શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્રમા આશ્રવ, સવર વિષે જે દશ દ્વારો કહેલા છે તે વિચારીને કર્મબધનના સાધનને તજીને ચાલશો ૧૭૦

શબ્દાદિ પંચ મુંઝાવતા ડાહ્યા પુરુષને પણ યથા,
પુષ્કળ જનોને ખેંચતા નિજ પક્ષમાં નિત્યે, તથા,
લોભાવનારા તિણ કહ્યા ત્યાં ધ્યાન દેરા ના તમે,
માન જીતા નમ્રતાથી ક્રોધ જીતા ઉપશમે ૧૭૧

અર્થ —શબ્દાદિ પાંચ ઇંદ્રિયોના વિષયે ડાહ્યા માણસને પણ મૂઝવે છે અને અનેક જનોને પોતાના પક્ષમાં ખેંચી જાય છે, તેવી તને જીરોને લોભાવનારા કહ્યા છે, માટે તમે તેના પર ધ્યાન ન દેશો—તેમાં આસક્ત ન થશો અને માનને નમ્રતાથી તથા ક્રોધને ઉપશમથી જીતી લેશો ૧૭૧

જન્મથી ધારણ કરે જે નિત્ય ફૂટ સંસ્કારને,
પ્રબળ રાગદ્વેષથી પીડિત તે સવિ વાદીને,
જાણી અધર્મી સર્વથા તેઓ તણી સોબત તજી,
જીવતા સુધી ગુણ ચાહજે ઇમ બોલતા જિનરાજજી ૧૭૨

અર્થ —જન્મથી જ જેઓ ખોટા સંસ્કારને ધારણ કરે છે અને પ્રબળ રાગ-દ્વેષથી જેઓ નિરંતર પીડિત રહે છે એવા પરવાદી સર્વને અધર્મી જાણીને તેની સંગત સર્વથા તજી દેજે અને જીવિત પર્યંત ગુણની તેમજ ગુણીની ચાહના કરજે એમ જિનેશ્વરે કહ્યુ છે ૧૭૨

હવે આયુષ્યના ઉપક્રમ સંબંધી કહે છે —

આયુષ્યના ઉપક્રમનું વર્ણન

બીજા ભવે પણ ભોગવે આયુ વિના સવિ કર્મને,
આયુષ્ય બાંધ્યુ જેહ ભવનું ભોગવે ત્યાં તેહને,

જેના બળે ઇચ્છા છતાં ન જવાય બીજા ભવ વિષે,
એવી રમા ને આયુના બે ભેદ જિનશાસન વિષે ૧૭૩

અર્થ —આયુ વિનાના બીજા સાત કર્મો આ ભવની અપેક્ષાએ પણ ભોગવાય છે, પરંતુ આયુકર્મ તો જે ભવનું આયુ હોય તે જ ભવમાં ભોગવાય છે વળી જેના બળથી અન્ય ભવમાં ઇચ્છા છતાં પણ જઈ શકાતું નથી એવું લક્ષ્મી સમાન જે આયુ કર્મ તેના શાસ્ત્રમાં સોપક્રમી ને નિરૂપક્રમી એવા બે ભેદ કહ્યા છે ૧૭૩

લાગે ઉપક્રમ જેહમાં તે આયુ સોપક્રમ કહ્યું,
ઉપક્રમ વિનાનું જેહ તે આયુ નિરૂપક્રમ કહ્યું,
જેથી ઘટે આયુષ્ય તે કારણ ઉપક્રમ જાણિયે,
પરિણામ આદિ ઉપક્રમો તે સાત છે ઇમ જાણિયે ૧૭૪

અર્થ —જે આયુને ઉપક્રમ લાગી શકે છે તે આયુ સોપક્રમી કહેવાય છે અને જેને ઉપક્રમ લાગી શકતો નથી તે આયુ નિરૂપક્રમી કહેવાય છે જેનાવડે આયુષ્ય ઘટે તેને ઉપક્રમ કહે છે એવા ઉપક્રમ આયુષ્યને અંગે પરિણામાદિ સાત પ્રકારના કહ્યા છે ૧૭૪

તે સાત પ્રકાર કહે છે —

ત્રિવિધ અધ્યવસાય[1] કારણ[2] વેદના[3] તિમ સ્પર્શથી[4],
ભોજન[5] પરાઘાતે[6] કરી તિમ વિકૃત શ્વાસોચ્છ્વાસથી[7]
આ જીવ થોડો કાળ જીવન ભોગવે ક્રમ જાણજે,
એથી બચી જિન ધર્મ ઉત્તમ પૂર્ણ હોંશે સાધજે ૧૭૫

અર્થ —૧ ત્રણ પ્રકારના રાગ, સ્નેહ ને ભયના અધ્યવ

શાયથી, ૨ કારણ એટલે વિષ-શસ્ત્રાદિ નિમિત્તોથી, ૩ અત્યંત વેદનાથી, ૪ સર્પાદિના વિષમ્યા વિગેરેના સ્પર્શથી, ૫ અતિ લોભથી, ૬ જબરા પરાઘાત-ઉપઘાત લાગવાથી અને ૭ વિકૃત રીતે ઘણુ શ્વાસોશ્વાસ લેવાથી-આ સાત કારણોથી જીવ બાંધેલા આયુ કર્મના ઓછુ આયુ ભોગવે છે-બાંધેલ સ્થિતિ કરતા થોડા સમયમા મરણ પામે છે એમ જાણીને તેનાથી બચવા માટે પૂરી રીતથી ઉત્તમ એવા જૈન ધર્મનુ આરાધન કરજે ૧૭૫

વળી આ વિષયમા જ વધારે સમજાવે છે —

જે બંધસમયે શિથિલ બાંધ્યા ત્યા હુવે અપવર્ત્તના,
આયુતણી પેરે બીજા તે કર્મ સોપક્રમ ઘણા,
ભોગવાયે અલ્પકાળે બાહ્ય ઉચિત નિમિત્તથી,
દૃષ્ટાંત બળતા દોરડાનુ જાણજે સિદ્ધાંતથી ૧૭૬

અર્થ —જે કર્મ બાંધતી વખતે શિથિલ બાંધ્યા હોય તેની જ અપવર્તના થઇ શકે છે આયુકર્મની જેમ બીજા પણ બધા કર્મોની અપવર્તના થાય છે બાહ્ય નિમિત્તને લઇને જે કર્મ બાંધેલ સ્થિતિ કરતા અલ્પકાળે ભોગવાઇ જાય તેને અપવર્તના કહે છે એને માટે બળતા દોરડાનુ દૃષ્ટાંત સિદ્ધાંતમાથી જાણી લેવુ ૧૭૮ તે દૃષ્ટાંત આ પ્રમાણે છે-જેમ લાબુ કરેલુ દોરડુ એક છેડેથી સળગાવતા લાંબે કાળે આખુ બળી રહે છે અને તે દોરડાને જો ભેગુ કરીને સળગાવ્યુ હોય તો થોડા વખતમા બળી જાય છે તેમ કર્મોના પ્રદેશો તો બધા ભોગવવા પડે છે પરંતુ સ્થિતિની અપવર્તના થવાથી ભેગા કરેલા દોરડાની જેમ થોડા વખતમા ભોગવાઈ જાય છે

એ જ વાત કાવ્યમા કહે છે —

બહુવાર લાગે સળગતા છૂટી કરેલી રજ્જુને,
વાર થોડી સળગતા ભેગી કરેલી રજ્જુને,
એ ભાવ સોપક્રમતણો ભાખ્યો વિશેષાવશ્યકે,
માવચેતી રાખનારા દીર્ઘ આયુ ધરી શકે. ૧૭૭

અર્થ —છૂટી લાબી કરેલી દોરડીને સળગતા ઘણી વાર લાગે અને ભેગી કરેલી દોરડીને સળગતા થોડી વાર લાગે આ પ્રમાણે સોપક્રમ કર્મોનો ભાવ શ્રી વિશેષાવશ્યકમા કહેલો છે જેઓ સાવચેતીથી વર્તનારા હોય છે તેઓ દીર્ઘ આયુ ભોગવી શકે છે ૧૭૭

બ ધસમયે તીવ્ર ભાવે બદ્ધ કર્મ અનુક્રમે,
ભોગવાયે તેમ હોતા ભૂરિ કાળ વ્યતિક્રમે,
સ્થિતિનો ઘટાડો રસતણો જેમા કદી ના સ ભવે,
બાંધ્યા પ્રમાણે ભોગવે તે આયુ નિરુપક્રમ હુવે ૧૭૮

અર્થ —બાધતી વખતે જે કર્મ તીવ્રભાવે બાધ્યુ હોય તે અનુક્રમે ભોગવાય છે, તેથી તે ભોગવતા ઘણો કાળ વ્યતિક્રમે છે જે બાધેલા કર્મમા રસ કે સ્થિતિનો ઘટાડો (અપ વર્ત્તના) કી પણ ન થાય-ઉપક્રમ લાગ્યા છતા પણ ઘટે નહીં તે આયુ તેમ જ બીજા કર્મો નિરુપક્રમ કહેવાય છે તે બાધ્યા પ્રમાણેની જ સ્થિતિએ ભોગવાય છે ૧૭૮

પુષ્કળ નરો તિર્ય ચ એવા જેમનુ અણુચિ તવ્યુ,
મૃત્યુ ઉપક્રમ લાગતા હોવે પ્રભુએ એમ કહ્યુ,

ત્રિવિધ અધ્યવસાય તે એ રાગના તિમ સ્નેહના,
ભયના કુઅધ્યવસાય ઇમ ત્રણ ભેદ જાણો તેહના. ૧૭૯

અર્થ —પુષ્કળ મનુષ્યો ને તિર્યંચો[1] એવા હોય છે કે જેમનુ મૃત્યુ ઉપક્રમ લાગતા અણચિંતવ્યુ–અચાનક થાય છે, એમ પ્રભુએ કહ્યુ છે તે પ્રથમ અધ્યવસાયરૂપ ઉપક્રમ ત્રણ પ્રકારનો કહ્યો છે રાગના, સ્નેહના તેમજ ભયના નિમિત્તથી આયુષ્ય ઘટે છે–તૂટે છે ૧૭૯

હવે તે ત્રણે પ્રકાર વિવરીને કહે છે —

અતિરાગ તિમ અતિસ્નેહ ભય પણ મૃત્યુદાયક જાણજે,
બહુ રાગ કરતા પરબવાળી નાર સમ સ્થિતિ જાણજે,
જળપાન કરવા પરબ ઉપરે એક માનવ આવિયો,
પરબવાળી નારને બહુ રાગ જોતા જાગિયો ૧૮૦

જળ પી જતા તે પુરુષ બાજુ નાર તે બહુ દેખતી,
આઘો જતા ના દેખવાથી મરણ ભૂરુ પામતી,
કામકેરુ પ્રબળ સાધન રાગ ઇમ જિનવર કહે,
રાગી માનવ કામની એ તિમ દશા મૃત્યુ લહે ૧૮૧

અર્થ —હે જીવ! અતિરાગ, અતિસ્નેહ અને અતિભયને મૃત્યુદાયક જાણજે–સમજજે બહુરાગ કરવાથી પરબવાળીની જેવી સ્થિતિ થાય એમ ધ્યાનમા રાખજે એક પરબે જળપાન કરવા

---

[1] દેવ ને નારકી જીવોનુ આયુ નિરુપક્રમ હોય છે અને તેની અપવર્તના થતી નથી

કોઇ અતિ સુંદર પુરુષ આ યો તેને જોતા પરબવાળીને તેના ઉપર બહુ રાગ ઉત્પ । થયો પેલો પુરુષ જળ પીને જતા પરબવાળી તેના તરફ જ એકીટસે જોઇ રહી જ્યારે તે પુરુષ નજરથી દૂર થયો ત્યારે અતિરાગના આઘાતથી ત પરબવાળી મરણ પામી જિનેશ્વરે કહ્યુ છે કે– ાગ એ કામોત્પત્તિનુ પ્રબળ સાધન છે, તેથી અતિરાગી મનુષ્ય આવે પ્રસગે કામની છે ી–દશમી મૃત્યુદશાને પામે છે ૧૮૦–૧૮૧

હવે તે કામની દશ દશાઓ કહે છે —

તે કામની છે દશ દશાઓ પ્રથમ ચિ તવના કરે,
બીજી દશા તે જાણવી જે દેખવા ઇચ્છા કરે,
લાબા નિસાસા નાખવા એ જાણવી ત્રીજી દશા,
તાવ આવે એહ ચોથી તનુ દહે પ ચમ દશા　૧૮૨
ભોજન ઉપર હોવે અરુચિ છઠ્ઠી દશા પ્રભુ બોલતા,
સાતમી મૂર્ચ્છા કહી તિમ આઠમી કે ઘેલછા,
બેશુદ્ધિ નવમી મરણ પામે એહ દશમી જાણિ
મૂળ કારણ રાગ સવિનુ તિણ એ રાગ ન રાખ

અર્થ —કામની દશ દશા આ પ્રમાણે છે–પ્રથમ પર રાગ થયો હોય તેની ચિંતવના કર્યા કરે પછી દશામા તેને વારવાર જેવાની ઇચ્છા કરે, ત્રીજી દશામાં વિરહથી–તેને ન જેવાથી લાબા નિસાસા મૂકે, ચોથી દ તાવ આવે અને પાચમી દશામા શરીરમા દાહ થાય, દશામા ભોજન ઉપર અરુચિ થાય, સાતમી દશામા મૂ

મવે અને આઠમી દશામા ગાડપણુ થઈ જાય-ઘેલો બની જાય, નવમી દશા પ્રાપ્ત થતા બેશુદ્ધ થઈ જાય અને દશમી દશા પ્રાપ્ત થતા મૃત્યુ પામે આ બધાનું મૂળ કારણુ રાગ છે તેથી તીવ્ર રાગ કોઈની ઉપર ન રાખવો એમ શ્રી જિનેશ્વરે કહ્યુ છે ૧૮૨-૧૮૩

હવે બહુ સ્નેહ કરવાથી આયુનો ક્ષય થાય છે તે બતાવે છે –

બહુ સ્નેહ કરતા આયુનો ક્ષય આ પ્રમાણે જાણજે,
સાર્થવાહી નારને દષ્ટાતરૂપે જાણજે,
પરદેશથી પતિ આવતા તે નારને પતિ ઉપરે,
નેહ કેવો તે પરીક્ષા કાજ મિથ્યા ઉચ્ચરે ૧૮૪

તુજ આજ કત મરી ગયો એવા વચણુ સુણતા છતા,
તે જ સમયે મરણુ પામી સ્નેહ અતિશય રાખતા,
સાર્થવાહ મરણુ લહે નિજ સ્ત્રી મરી ઇમ સાભળી,
નેહ બૂરો જાણીને ના રાખજે દિલમા જરી ૧૮૫

અર્થ —' બહુ સ્નેહથી પણુ આયુનો ક્ષય થાય છે એમ જાણજે તેના પર સાર્થવાહીનુ દષ્ટાત છે તે આ પ્રમાણે — એક સાર્થવાહને અને તેની સ્ત્રીને અત્યત સ્નેહ હતો સાર્થવાહ પ દેશ ગયો હતો ત પરદેશથી આવ્યો તે પ્રસગે તેમના સ્નેહની પરીક્ષા કરવા સારુ એક માણુસે સાર્થવાહની સ્ત્રી પાસે આવીને ખોટી રીતે કહ્યુ કે-' આજે તારો સ્વામી મરણુ પામ્યો ' તે સાભળતા તે જ સમયે સાર્થવાહની સ્ત્રી મરણુ પામી પછી સાર્થવાહ પણુ પોતાની સ્ત્રીને મરણુ પામેલી સાભળીને મરણુ પામ્યો બહુ સ્નેહ રાખવાથી આ પ્રમાણે આયુનો ક્ષય થાય છે

કોઇ અતિ સુંદર પુરૂષ આવ્યો તેને જોતા પરબવાળી તેના ઉપર બહુ રાગ ઉત્પન્ન થયો. પેલો પુરૂષ જળ પીને જતા પરબવાળી તેના તરફ જ એકીનજરે જોઇ રહી જ્યારે તે પુરૂષ નજરથી દૂર થયો ત્યારે અતિરાગના આઘાતથી તે પરબવાળી મરણ પામી જિનેશ્વરે કહ્યુ છે કે–રાગ એ કામોત્પત્તિનુ પ્રબળ સાધન છે, તેથી અતિ રાગી મનુષ્ય આવે પ્રસંગે કામની છેલ્લી–દશમી મૃત્યુદશાને પામે છે ૧૮૦–૧૮૧

હવે તે કામની દશ દશાઓ કહે છે —

તે કામની છે દશ દશાઓ પ્રથમ ચિંતવના કરે,
બીજી દશા તે જાણવી જે દેખવા ઇચ્છા કરે,
લાંબા નિસાસા નાખવા એ જાણવી ત્રીજી દશા,
તાવ આવે એહ ચોથી તનુ દહે પંચમ દશા　૧૮૨
ભોજન ઉપર હોવે અરુચિ છઠ્ઠી દશા પ્રભુ બોલતા,
સાતમી મૂર્ચ્છા કહી તિમ આઠમી છે ઘેલછા,
બેશુદ્ધિ નવમી મરણ પામે એહ દશમી જાણિયે,
મૂળ કારણ રાગ અવિનુ તિણએ રાગ ન રાખિયે　૧૮૩

અર્થ —કામની દશ દશા આ પ્રમાણે છે–પ્રથમ તો જેના પર રાગ થયો હોય તેની ચિંતવના કર્યા કરે પછી બીજી દશામા તેને વારવાર જોવાની ઇચ્છા કરે, ત્રીજી દશામા તેના વિરહથી–તેને ન જોવાથી લાંબા નિસાસા મૂકે, ચોથી દશામા તાવ આવે અને પાંચમી દશામા શરીરમા દાહ થાય, છઠ્ઠી દશામા ભોજન ઉપર અરુચિ થાય, સાતમી દશામા મૂર્ચ્છા

આવે અને આઠમી દશામાં ગાંડપણ થઈ જાય-ઘેલો બની જાય, નવમી દશા પ્રાપ્ત થતાં બેશુદ્ધ થઈ જાય અને દશમી દશા પ્રાપ્ત થતાં મૃત્યુ પામે આ બધાનું મૂળ કારણ રાગ છે તેથી તીવ્ર રાગ કોઈની ઉપર ન રાખવો એમ શ્રી જિનેશ્વર કહ્યું છે ૧૮૨-૧૮૩

હવે બહુ સ્નેહ કરવાથી આયુનો ક્ષય થાય છે તે બતાવે છે –

બહુ સ્નેહ કરતાં આયુનો ક્ષય આ પ્રમાણે જાણજે,
સાર્થવાહી નારને દૃષ્ટાંતરૂપે જાણજે,
પરદેશથી પતિ આવતાં તે નારને પતિ ઉપરે,
નેહ કેવો તે પરીક્ષા કાજ મિથ્યા ઉચ્ચરે ૧૮૪

તુજ આજ કંત મરી ગયો એવા વચણ સુણતાં છતાં,
તે જ સમયે મરણ પામી સ્નેહ અતિશય રાખતા,
સાર્થવાહ મરણ લહે નિજ સ્ત્રી મરી ઈમ સાંભળી,
નેહ બૂરો જાણીને ના રાખજે દિલમાં જરી ૧૮૫

અર્થ — 'બહુ સ્નેહથી પણ આયુનો ક્ષય થાય છે એમ જાણજે તેના પર સાર્થવાહીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે — એક સાર્થવાહને અને તેની સ્ત્રીને અત્યંત સ્નેહ હતો સાર્થવાહ પરદેશ ગયો હતો તે પરદેશથી આવ્યો તે પ્રસંગે સ્નેહની પરીક્ષા કરવા માટે એક માણસે સાર્થવાહીને આવીને ખોટી રીતે કહ્યું કે [illegible] પામ્યો' તે સાંભળતા તે જ [illegible] આ પ્રમાણે આયુનો ક્ષય [illegible] પછી સાર્થવાહ પણ [illegible]

તે ઉપર આ સાર્થવાહ-સાર્થવાહીનું દૃષ્ટાંત સાંભળી સ્નેહને મહા બૂરો જાણીને હે જીવ ! તું તેને દિલમાં રાખીશ નહીં ૧૮૪-૧૮૫

હવે અતિભયથી થતા મૃત્યુ ઉપર દૃષ્ટાંત કહે છે —

અતિભય વડાંડે આયુને દૃષ્ટાંત ગજસુકુમાળનું,
લઘુ ભાઇ તે નૃપ કૃષ્ણના ઇમ વયણ અષ્ટમ અંગનું,
વર્ગ ત્રીજામાં કહ્યું શ્રી નેમિનાથ જિનેશ્વર,
દ્વારિકા નગરી પધારે કૃષ્ણ નૃપ ઋધિધર ખગ ૧૮૬
લઘુભાઇ સાથે લેઇ વંદનકાજ હોંશે આવતા,
પ્રભુ દેશના સુણતા જ ગજસુકુમાલ સંયમ ભાવતા,
માતાપિતાને વિનયથી સંયમ વિચાર જણાવતા,
સંસારમાંહે રાખવાને તેહ પણ સમજાવતા ૧૮૭
ગજા કરીશ એવું કહી નૃપ કૃષ્ણ પણ સમજાવતા,
વિનયપૂર્વક વાર ત્રણ લઘુભાઇ ઉત્તર આપતા,
કામભોગ વિપાક દારુણ દુર્ગતિને આપતા,
સંસારને શમશાનિયા લહુ સમો બતલાવતા ૧૮૮
તુજ રાજ્યલક્ષ્મી એક દિનની દેખવાની ચાહના,
પૂર્ણ કર એ પુત્ર ! એવા વયણ માતા જનકના,
માતાપિતાના આગ્રહે તે એક દિન રાજાપણું,
શ્રીમહાબળની પેરે પામે ચરણ સોહામણું ૧૮૯
તે જ દિન મધ્યાહ્નકાળે નેમિજિનને પૂછીને,
નામે મહાકાળ શ્મશાને શુદ્ધ સ્થળ પડિલેહીને,

વધુનીતિ ને વડીનીતિની જગ્યા વિમળ પડિલેહીને,
કાઉસ્સગ્ગ મહાપ્રતિમા આદરે નિશ્ચળપણે                    ૧૯૦

અર્થ —અતિ ભયથી આયુ ઘટે છે તે ઉપર ગજસુકુમાળને મરણાન્ત ઉપસર્ગ કરનાર સોમિલ વિપ્રનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—ગજસુકુમાળ કૃષ્ણવાસુદેવના નાના ભાઈ હતા તેની કથા આઠમા અંગ અંતગડદશાંગના ત્રીજા વર્ગમાં કહેલ છે એકદા શ્રી નેમિનાથ પ્રભુ દ્વારિકા નગરીએ પધાર્યા–સમવસર્યા ત્યાં કૃષ્ણ રાજા શુદ્ધ સમ્યક્ત્વની રુચિને ધારણ કરનાર હતા તે ખબર સાંભળીને નાના ભાઈ ગજસુકુમાળને સાથે લઈને ઘણી હોંશથી પ્રભુને વંદન કરવા આવ્યા પ્રભુએ દેશના આપી તે સાંભળતાં જ ગજસુકુમાળ સંયમ લેવાની ઇચ્છાવાળા થયા પછી તેણે પોતાના માતાપિતાને વિનયપૂર્વક પોતાનો સંયમ લેવાનો વિચાર જણાવ્યો માતાપિતાએ તેને સંસારમાં રહેવા માટે ઘણો સમજાવ્યો કૃષ્ણે રાજા બનાવવાની લાલચ આપીને સમજાવ્યો, પણ તે લઘુ બંધુએ વિનયપૂર્વક ત્રણ વાર ઉત્તર આપ્યો અને કહ્યું કે–' આ કામભોગના વિપાક મહાદારુણ છે અને દુર્ગતિને આપનાર છે આ સંસાર તો સ્મશાનના લાડુ જેવો સ્વાદ વિનાનો છે ' છેવટે માતાપિતાએ કહ્યું કે–' તારી એક દિવસની પણ રાજ્યલક્ષ્મી જોવાની અમારી ઇચ્છા છે માટે તે પૂર્ણ કર ' માતાપિતાના આગ્રહથી તે વાતનો તેણે સ્વીકાર કર્યો કૃષ્ણે એક દિવસ માટે તેનો રાજ્યાભિષેક કર્યો પછી મહાબળકુમારની જેમ તેણે ચારિત્ર ગ્રહણ કર્યું તે જ દિવસે નેમિનાથ પ્રભુની આજ્ઞા લઈને ગજસુકુમાળ મુનિએ મહાકાળ સ્મશાનમાં જઈ શુદ્ધ સ્થંડિલ પડિલેહીને, લઘુનીતિ વડી

નીતિની જમીન નિર્જીવ જોઇ રાખીને કાયો સર્ગરૂપ પ્રતિમાને નિશ્ચળપણે આદરી ૧૮૬-૧૯૦

એક રાત્રિ પ્રમાણવાળી તે કહી છે શાસ્ત્રમા,
પ્રતિમાવહન કિમ સભવે ? આ પ્રથમ દીક્ષા દિવસમા,
ઉત્તર ઇહા ઇમ જાણવો પ્રભુ નેમિજિન એ સાધુને,
લાયક ગણી આજ્ઞા દીયે તિણ જાણ શુભ એ કાર્યને ૧૯૧

અર્થ —આ સાધુની બારમી પ્રતિમા એક રાત્રિના પ્રમાણ વાળી કહી છે અહીં કોઇ પ્રશ્ન કરે કે–' દીક્ષાના પ્રથમ દિવસે જ આ પ્રતિમા વહન કેમ સભવે ? ' તેને ઉત્તર આપે છે કે–' નેમિનાથ પરમાત્માએ એ મુનિને પ્રતિમા વહન યોગ્ય જાણીને આજ્ઞા આપી છે, એટલે એ કાર્ય શુભ જાણવુ એમા વિરોધ સમજવો નહીં ' ૧૯૧

હવે તે રાત્રીમા શુ બન્યું તે કહે છે—

સાઝે જ તે રસ્તે થઇ સોમિલ બ્રાહ્મણ નિજ ઘરે,
જાતા મુનિને દેખતા બહુ ક્રોધથી ઇમ ઉચ્ચરે,
આ તે જ મુનિ લજ્જા વિનાનો મૃત્યુને પણ ચાહતો,
જેણે તજી મુજ નિરપરાધી બાળિકા ઇમ બોલતો ૧૯૨
તે વિપ્ર માથે પાળ બાધે લાલ અ ગારા ભરે,
વૈર વાળી એમ નિજ રસ્તે પડે મન બહુ ડરે,
મુનિ આકરી એ વેદના સમતા ધરીને ભોગવે,
દીક્ષા દિવસની પ્રથમ રાતે નાણ કેવળ મેળવે ૧૯૩

આ મુનિ શુભ ચરણ સાધી અંતગડ નાણી થયા,
એવુ વિચારી નજીકના દેવો ઘણા ખુશી થયા,
વૃષ્ટિ સુગંધોદકતણી તિમ પંચરંગી ફૂલની,
વસ્ત્રની વૃષ્ટિ કરે શરૂઆત ગાયન નૃત્યની ૧૯૪

અર્થ —હવે સંધ્યાકાળે સોમિલ નામનો બ્રાહ્મણ-ગજસુકુમાળનો સસરો-ત્યાંથી થઈને વન જતો હતો તેણે મુનિને દીઠા એટલે તેને ઉગ્ર ક્રોધ ઉત્પન્ન થયો ને બોલ્યો કે-' આ તે જ લાજ વિનાનો અને મૃત્યુને ચાહનારો મુનિ છે કે જેણે મારી નિર્પરાધી બાલિકાઓને [1]તજી દીધી છે' આમ બોલીને ક્રોધે ધમધમતા તેણે મુનિના માથા ઉપર માટીની પાળ કરી પછી તેમાં નજીકની ચિતામાંથી લાલચોળ અંગારા લઈને ભર્યા આ પ્રમાણે વેર વાળીને તે રસ્તે પડ્યો પરંતુ મનમાં બહુ ડર લાગવા માંડ્યો, કારણ કે મહાઘોર પાપ કર્યું હતું અહીં તો તે મુનિએ ઘણી આકરી વેદના સમતાભાવે સહન કરી અને તેને પરિણામે દીક્ષાના દિવસની જ રાત્રીએ ઘાતિકર્મને બાળી દઈને કેવળજ્ઞાન મેળવ્યું, અને અઘાતિકર્મોનો પણ ક્ષય કરી અંતકૃતકેવળીપણે મોક્ષે ગયા નજીકના ક્ષેત્રદેવો મોક્ષ ગયાની હકીકત જાણીને બહુ ખુશી થયા તેમણે સુગંધી જળની પંચરંગી પુષ્પોની તથા વસ્ત્રોની વૃષ્ટિ કરી અને તેમના પાસે ગીત-નૃત્ય કરવા લાગ્યા ૧૯૨-૧૯૪

---

૧ સોમિલ વિપ્રની આઠ પુત્રીઓને ગજસુકુમાળને યોગ્ય જાણી કૃષ્ણ મહારાજા રાજમહેલમાં લઇ ગયા હતા તેને તજી દઇને ગજસુકુમાળે ચારિત્ર લીધું હતું

હવે પ્રભાતમાળે શુ થયુ ? તે કહે છે —

કૃષ્ણ નૃપતિ મવાનમાંહે હસ્તિ ઉપર બેસીને,
પ્રભુ નેમિ વદન કાજ નીકળે રાખતા બહુ ઠાઠને,
બહારથી ઇંટા ઉપાડી ઘર મૂકે જે હાફતા,
તે વૃદ્ધ જનને માર્ગમા જોઇ દયા નૃપ પામતા ૧૯૫

પોતે ઉપાડી ઇંટને તેના ઘરે નૃપ મૂકતા,
ભૂપના બહુમાનથી ઇમ નોકરો પણ મૂકતા,
પ્રભુ પાસ આવી વાદતા લઘુબધુને ના દેખતા,
વાદવાને ચાહતા વાદી પ્રભુને પૂછતા ૧૯૬

અર્થ —હવે કૃષ્ણ વાસુદેવ પ્રાત કાળે હાથી ઉપર બેસીને નેમિપ્રભુને વાદવા માટે બહુ ઠાઠ સાથે નીકળ્યા માર્ગમા એક વૃદ્ધને બહારથી એકેક ઇંટ ઉપાડીને પોતાના ઘરમા મૂકતો ને હાફતો જોઇ, એટલે તના ઉપર દયા આવવાથી કૃષ્ણે એક ઇંટ ઉપાડીને તેના ઘરમા મૂકી, એટલે રાજાના બહુમાનથી સાથેના દરેક માણસોએ એક એક ઇંટ લઇ તેના ઘરમા મૂકી એટલે તેનુ તો કામ પતી ગયુ પછી પ્રભુ પાસે આવી, પ્રભુને વાદતી વખત આજુબાજુ જોતા પોતાના લઘુબંધુને દીઠા નહીં એટલે તેને વાદવાને ઇચ્છતા કૃષ્ણે 'તેઓ ક્યા છે?' એમ પ્રભુને નમસ્કાર કરીને પૂછ્યુ ૧૯૫-૧૯૬

ભાઇ ગજસુકુમાળ કિમ દેખુ ન આ સમુદાયમા ?
તુજ ભાઇએ નિજ અર્થ સાધ્યો પ્રભુ કહે સક્ષેપમાં

એક જણ ઉપસર્ગ કરતો તેહ સમતાથી સહે,
મુનિરાજ ગજસુકુમાળ અંતગડકેવળી સિદ્ધિ લહે ૧૯૭

ઉપસર્ગના કરનાર નરની ઉપર ક્રોધ અતિ ધરી,
નૃપ નાથને પૂછે ક્યો નર ? તેહ જસ બુદ્ધિ કરી,
મહિ આવતા જિમ મદદ કરતો કૃષ્ણ ! તુ તે વૃદ્ધને,
તેણે કરી છે મદદ તિમ શિવ પામવા તુજ ભાઇને ૧૯૮

હે નૃપતિ ! ના ક્રોધ કરીએ એમ પ્રભુ સમજાવતા,
કેમ જાણવો ? તે પુરુષને ઇમ કૃષ્ણ નૃપ ફરી પૂછતા,
પ્રભુજી કહે અહીંથી જતા નયરી તરફ સામો મળે,
જોઈ તને ભયથી મરે તે મારનારો જાણજે ૧૯૯

અર્થ —'હે પ્રભુ ! આ મુનિસમુદાયમા મારા ભાઇ ગજસુકુમાર કેમ દેખાતા નથી ?' પ્રભુએ કહ્યુ કે–'તારા ભાઈએ તો એક દિવસમા જ કાર્ય સાધી લીધુ ' આમ સાંભળી કહ્યુ ફરી વિગત પૂછતા કહ્યુ કે–' તારા ભાઈ રાત્રે સ્મશાનમા જઇને કાયોત્સર્ગે રહ્યા ત્યા એક જણાએ તેને ઉપસર્ગ કર્યો, તે તેમણે સમતાથી સહ્યો અને તે ગજસુકુમાર મુનિ અંતકૃતકેવળી થઇને મોક્ષે ગયા, પણ હે કૃષ્ણ ! આ હકીકત સાંભળીને તુ તે ઉપસર્ગ કરનાર ઉપર ક્રોધ કરીશ નહીં ' કૃષ્ણે પ્રભુને પૂછ્યુ કે–' તે એવો કોણ મનુષ્ય છે જેની આવી દુષ્ટબુદ્ધિ થઇ–બુદ્ધિ ફરી ગઇ ?' પ્રભુએ કહ્યુ કે–' હે કૃષ્ણ ! તું અહીં આવતા જેમ પેલા વૃદ્ધને મદદ કરી તેમ તેણે તારા ભાઇને મોક્ષે જવામા મદદ કરી છે,

માટે હે નૃપતિ ! તારે તેના પર ક્રોધ ન કરવો ' પ્રભુએ આ પ્રમાણે સમજાવતા કૃષ્ણે પૂછયુ કે-'હે પ્રભુ ! તે પુરુષને હું કેમ ઓળખીશ ? ' પ્રભુએ કહ્યુ કે-' અહીંથી નગરી તરફ જતા તને જે મનુષ્ય સામો મળે અને તને જોઈને તારી ધાસ્તીથી મરણ પામે તેને તુ તારા ભાઈનો મારનારો જાણજે ' ૧૯૭-૧૯૯

નિસુણી પ્રભુને વદીને હાથી ઉપર નૃપ બેસીને,
નયરી તરફ સામે મળ્યો સોમિલ ત્યા ઇમ ચિંતવે;
પ્રભુ નેમિનાથે કૃષ્ણને એ વાત ગજસુકુમાળની,
કીધી હશે મુજ શુ થશે? ચિંતા થતા ઇમ ભયતણી ૨૦૦

તે જ સમયે મરણ પામ્યો કૃષ્ણ નૃપતિ દેખતા,
મુજ ભાઇને આ મારનારો દુષ્ટ એમ જણાવતા,
મૃતકને બાહિર કઢાવી ભૂમિ શુદ્ધ કરાવતા,
ભાઈકેરો શોક હૃદયે ધારતા ઘર આવતા ૨૦૧

અતિ ભય પ્રતાપે આયુને તે ઉપર ગજસુકુમાળની,
બીના કહી ઇમ પૂર્ણ થઇ બીના ત્રિવિધપરિણામની,

અર્થ —કૃષ્ણ વાસુદેવ આ પ્રમાણે પ્રભુ પાસેથી સાભળી હાથી ઉપર બેસીને નગરી તરફ પાછા વળ્યા તેવામા સોમિલ સામો મળ્યો તે એમ ચિંતવવા લાગ્યો કે-' નેમિનાથ પ્રભુએ કૃષ્ણને મે ગજસુકુમાળને ઉપસર્ગ કર્યો એ વાત કરી જ હશે તો હવે મારુ શુ થશે ? કૃષ્ણ મને કેવા મરણથી મારશે ? ' આમ ભયભ્રાન્ત થઇને ચિંતા કરતા તે જ વખત તેના પ્રાણ નીકળી

ગયા—તે મરણ પામ્યો કૃષ્ણ તેને દેખતા બોલ્યા કે-' આ દુષ્ટ મારા ભાઇને મારનારો છે, માટે તેના મૃતકને અહીંથી દૂર ફેંકી દ્યો ને આ જમીન શુદ્ધ કરો ' નોકરોએ તે પ્રમાણે કર્યું પછી ભાઇના મરણનો શોક હૃદયમા ધારણ કરતા કૃષ્ણ ઘરે આવ્યા

અતિભય આયુને ઘટાડે છે તે ઉપર આ ગજસુકુમાળની કથા કહી અને પ્રથમ કારણ તરીકે ત્રણ પ્રકારના અધ્યવસાય આયુને ઘટાડે છે—તેની અપવર્તના કરે છે એ હકીકત પૂર્ણ થઇ ૨૦૦—૨૦૧

હવે બીજા કયા કયા કારણોથી આયુની અપવર્તના થાય છે તે કહે છે —

**વિષ શસ્ત્ર આદિક કારણે આહાર અતિ આરોગતા,**
**સ્નિગ્ધ વિકૃત અહિત ભોજન રુક્ષ અતિ આરોગતા ૨૦૨**

**ન પચી શકે તેવુ જ ભોજન કરત આયુ ઘટાડતા,**
**ખાડમા પડવાથકી શૂળાદિ પીડા વેદતા,**
**કરતા જ ઝપાપાત જળમા ડૂબતા ફાંસાથકી,**
**એવા પગઘાતે કરી આયુ ઘટે નિશ્ચયથકી ૨૦૩**

**અર્થ** —આયુ ઘટવાના કારણોમા બીજુ કારણ વિષ શસ્ત્રાદિ **નિમિત્ત** છે, તેથી પણ આયુ ઘટે છે ત્રીજુ કારણ **ભોજન** છે તે અત્યત આહાર કરવાથી, અતિરુક્ષ આહાર કરવાથી અને ન પચી શકે તેવો આહાર કરવાથી આયુ ઘટે છે ચોથુ કારણ **વેદના** છે તે ખાડામા પડી જવાથી, શૂળાદિક વાગી જવાથી અત્યત વેદના થવાને લીધે આયુ ઘટે છે તથા

પર્વતાદિ ઉપરથી ઝપાપાત કરવાથી, પાણીમાં ડૂબી જવાથી અથવા ગળાકાંસો ખાવાથી-ઇત્યાદિ ઉપઘાતોવડે આયુ ઘટે છે આ ઉપઘાત તે આયુ ઘટવાનું પાંચમું કારણ છે ૨૦૩

હવે છઠ્ઠું ને સાતમું કારણ કહે છે —

સર્પ આદિક કરડતા વિષબાલિકાને અડકતા,
દેહમાં ય વિકાર હોતા શ્વાસ પુંકળ ચાલતા,
ઝટ શ્વાસનું રોકાણ હોતા આયુ ઘટતું ઇમ થતા,
એમ સાતે કારણે આયુ ઘટે પ્રભુ ભાખતા        ૨૦૪

અર્થ —છઠ્ઠું કારણ સ્પર્શથી આયુ ઘટે છે તે સર્પાદિનો સ્પર્શ થતા તથા કરડવાથી અથવા વિષ ખાવાનું સેવન કરતા તેના નાશથી આયુ ઘટે છે સાતમું કારણ દેહમાં વિકાર થવાથી શ્વાસોશ્વાસ પુષ્કળ લેવાય ત્યારે અથવા શ્વાસ એકાએક રોકાઇ જાય ત્યારે આયુ ઘટે છે આમ સાત કારણે આયુ ઘટવાનું પ્રભુએ કહ્યુ છે ૨૦૪

નિરૂપક્રમાયુ જીવને પણ એ ઉપક્રમ લાગતા,
ખંધકસૂરિના જેમ શિષ્યો યંત્રપીલન પામતા,
દુ ખ આપતા તેના ઉપક્રમ ના ઘટાડે આયુને,
પ્રજ્ઞાપના વરસૂત્રકાર જાણ એહ રહસ્યને        ૨૦૫

અર્થ —નિરુપક્રમાયુવાળા જીવોને પણ આવા ઉપક્રમો લાગે છે-જેમ ખંધકસૂરિના ૫૦૦ શિષ્યોને પાલકે ઘાણીમાં પીલીને પ્રાણ લીધા તેમ, પરંતુ તેવા ઉપક્રમથી માત્ર દુ ખ થાય છે, આયુ ઘટતુ નથી, એવુ આયુ અનપવર્તનીય કહેવાય

છે પ્રનાપના સૂત્રમા કહેલા આ ગ્હન્યને હે આત્મા ! ખરા બાર સમજ ૨૦૫

આગામી ભવનુ આયુ ક્યારે બધાય ? તે કહે છે —

નિરુપક્રમાયુ કેઇ જન સોપક્રમાયુ બહુ જના,
બે ભેદ એમ જીવોતણા સોપક્રમાયુ તે જના,
નિજ આયુના બે ભાગ જાતા પરભવાયુ બાધતા,
વર્ષ તેત્રીસ આયુવાળા જિમ વરસ બાવીશ જતા ૨૦૬

**અર્થ** —જગતના જીવોમા નિરુપક્રમાયુવાળા જીવો બહુ અલ્પ હોય છે, ઘણા જીવો તો સોપક્રમાયુવાળા જ હોય છે આ પ્રમાણે જીવોમા બે ભેદ છે તેમા સોપક્રમાયુવાળા જીવો પોતાના આયુષ્યના બે ભાગ ગયા પછી એટલે તેત્રીશ વરસના આયુવાળા બાવીશ વર્ષ ગયા પછી પરભવનુ આયુ બાધે છે ત્યાર અગાઉ બાધતા નથી ૨૦૬

ઘોલના પરિણામથી બધાય પરભવ આયુને,
ઘોલના પરિણામ જાણો મિશ્ર અધ્યવસાયને,
પરભવ જીવન બધાય છે એ ઘોલના પરિણામમા,
તેવા જ અધ્યવસાય પણ ન પમાય સઘળા કાળમા ૨૦૭

**અર્થ** —પરભવનુ આયુ ઘોલના પરિણામથી બધાય છે ઘોલના પરિણામ તે મિશ્ર પરિણામ જાણવા કે જે ઘોલના પરિણામમા પરભવનુ જીવન (આયુ) બધાય છે એવા અધ્યવસાય આખા આયુમા સર્વદા રમાતા નથી, માત્ર અતર્મુહૂર્ત જેટલા સમયમા જ પમાય છે ૨૦૭

અત્ય ત્રીજા ભાગમા તુ જાણ્ બધન યોગ્યતા,
બે ભાગમા બાને જ નહી એ વચનકેરી સ્પષ્ટતા,
પરભવજીવન ના બાધતા જે રોપ ત્રીજા ભાગમા,
પરભવાયુ તેહ બાધે અત્ય નવમા ભાગમા ૨૦૮
કદી તે ક્ષણે બ ધાય ના તો અત્ય સત્તાવીશમે,
ભાગે જીવન પરભવતણુ બાધે કહ્યુ જિન આગમે,
કદી તે ક્ષણે બ ધાય ના તો અતિમે એકાશીમે,
ભાગે જીવન પરભવતણુ બાધે કહ્યુ જિન આગમે ૨૦૯
તે કાળ ના બધાય તો અત્યે બસો તેતાળીમે,
ભાગે જીવન પરભવતણુ બાધે કહ્યુ જિન આગમે,
શત સાત ઓગણ્ત્રીશમે ભાગે જનો તે બાધતા,
પરભવાયુ પૂર્વકાળે જે જનો ના બાધતા ૨૧૦
છેવટતણા અતર્મુહૂર્ત્ત સુધી ત્રિગુણી એ કલ્પના,
કરવા કહ્યુ વિસ્તાર માટે સાભળો પ્રજ્ઞાપના,
બાધે જ આયુ નિશ્ચયે અતર્મુહૂર્ત્તે અતિમે,
તે વિના પરભવ ન જાવે ઇમ પ્રભુના આગમે ૨૧૧

અર્થ —ઉપર કહ્યા પ્રમાણે હે જીવ ! તે આયુના ૩ વા
ત્રીજા ભાગમા પરભવાયુ બાધવાની યોગ્યતા સમજ પ્રથમના
બે ભાગમા તો ન જ બાધે તેની સ્પષ્ટતા જાણ્ જે જીવ
શેષ ત્રીજા ભાગમા પરભવાયુ ન બાધે તે છેલ્લા નવમા ભાગમા
બાધે, કદી તે ક્ષણે પણ ન બધાય તો છેલ્લા સત્તાવીશમા ભાગે

પરભવનુ આયુ બાંધે એમ આગમમા કહ્યુ છે તે ક્ષણે પણ જો ન બંધાય તો છેલ્લા એકાશીમે ભાગે પરભવનુ આયુ બાંધે, એમ આગમમા કહ્યુ છે તે કાળે પણ જો ન બંધાય તો બનો ને તેતાળીશમે ભાગે પરભવનુ આયુ બાંધે એમ જિનાગમમા કહ્યુ છે તે કાળે પણ જો ન બાંધે ત ત્રણ ના ત્રણ ત્રીશમે ભાગે બાંધે એ પ્રમાણેના પૂર્વ ભાગે જે પરભવાયુ બાંધતા નથી તેને માટે છેવટના અન્તર્મુહૂર્ત્ત સુધી ત્રીજા ત્રીજા ભાગની કલ્પના કરી એનો વિસ્તાર શ્રીપ્રજ્ઞાપના સૂત્રથી જાણવો છેવટ અંતર્મુહૂર્ત્ત શેષ આયુ હોય ત્યારે તો અવશ્ય પરભવનુ આયુ બાંધે છે, તે વિના–આયુ બાંધ્યા વિના જીવ પરભવમા જતો નથી, એમ પ્રભુના આગમમા કહ્યુ છે ૨૦૮–૨૧૧

યુગલિક મનુજ તિર્યંચ જે જીવન અસંખ્યાતુ ધરે,
ચરમદેહી નિરય સુર તેસઠ શલાકા પુરુષ એ,
અનુપક્રમાયુવત જાણો અન્ય સૂરિગણ ઉચ્ચરે,
દેવ નિરય જિનેશ્વર તે ના ઉપક્રમથી મરે ૨૧૨

રોષ જીવોનુ મરણ બે ભેદ ઇમ તત્ત્વાર્થની,
ટીકા વિષે ઉલ્લેખ એવો તેમ કર્મપ્રકૃતિની,
ટીકા વિષે છે પાઠ એ કોઇક યુગલિક ભૂમિમા,
તિર્યંચરૂપે ઉપજે અથવા મનુષ્ય સ્વરૂપમા ૨૧૩

ઉપજ્યા પછી અંતર્મુહૂર્ત્ત સિવાયનુ ત્રણ પલ્યનુ,
આયુ ઘટાડે વેણ એવુ મલયગિરિ આચાર્યનુ,

**પ્રશ્ન એ અપવર્ત્તના કિમ ? આ નિકાચિત આયુની,**
**અપવર્ત્તના જ્યાતે નિકાચિત વાણુ એહ વિરોધની.૨૧૪**

અર્થ —યુગલિક મનુષ્ય અને તિર્યંચ કે જેમનુ આયુ અનખ્યાતા વર્ષોનુ હોય છે તેઓ તથા ચરમશરીરી (તે જ ભવમા મોક્ષ જવાવાળા), નારકી અને દેવતા તથા ત્રેશઠ શલાકા પુરુષ એ બધા નિરુપક્રમાયુવાળા જાણવા અન્ય આચાર્ય એમ કહે છે કે-દેવતા, નારકી ને જિનેશ્વરો ઉપક્રમથી મરણ પામતા નથી, શેષ જીવોનુ મરણ બને પ્રકારે ઉપક્રમથી ને ઉપક્રમ વિના થાય છે એમ તત્ત્વાર્થની વૃત્તિમા કહ્યુ છે, તેમ જ કર્મપ્રકૃતિની ટીકામા પણ એ પ્રમાણે કહ્યુ છે કોઇક યુગલિક ભુમિમા તિર્યંચપણે કે મનુષ્યપણે ઉપજેલ હોય તેના ઉપજ્યા પછી અન્તર્મુહૂર્ત્ત સિવાયનુ ત્રણ પલ્યોપમનુ આયુ પણ ઘટી શકે છે એમ મલયગિરિ આચાર્યનુ કથન છે અહીં પ્રશ્ન થાય કે-' એમના (યુગલિકના) આયુ તો નિકાચિત હોય છે તેની અપવર્ત્તના કેમ થાય ? કેમકે નિકાચિત આયુની અપવર્ત્તના થતી નથી એમ શાસ્ત્રમા કહ્યુ છે તેને આવો વિરોધ આવે છે અપવર્ત્તના ને નિકાચિત બે શબ્દ સાથે ઘટતા નથી ' ૨૧૨-૨૧૪

હવે તેને નીચેના કાવ્યવડે ઉત્તર આપે છે —

**ઉત્તર ઇહા એ જાણવો જે આ નિકાચિત ભવના,**
**પરિણામ સ્થિતિ દીઠ અમ ખ્યા તિણુ નિકાચિત આયુના,**
**ભેદો ઘણા ઇમ જાણવુ તિણુ હોય પણુ અપવર્ત્તના,**
**કેઇક નિકાચિત આયુની ગભીર વયણો શાસ્ત્રના ૨૧૫**

અર્થ —અહીં એ ઉત્તર જાણવો કે-નિકાચિત આયુબંધના પણ પરિણામ ( અધ્યવસાય ) દરેક સ્થિતિ દીઠ અસખ્યાતા છે, તથી નિકાચિત આયુના પણ ઘણા ભેદો થાય છે, માટે એમ જાણવુ કે કોઇક નિકાચિત આયુની અપવર્તના પણ થઇ શકે છે, કારણ કે શાસ્ત્રના વચનો અતિ ગભીર હોય છે ૨૧૫.

બે ભેદ કીધા આયુના તત્ત્વાર્થ કેરી વૃત્તિએ,
અપવર્ત્તનાને ઉચિત આયુ તેમ અનુચિત આયુ એ;
અપવર્ત્તનાને ઉચિત આયુ નિશ્ચયે સોપક્રમી
બે ભેદ બીજા ભેદના સોપક્રમી નિરુપક્રમી ૨૧૬

અર્થ —શ્રીતત્ત્વાર્થસૂત્રની વૃત્તિમા આયુના બે ભેદ કહ્યા છે અપવર્ત્તનાને યોગ્ય અને અપવર્ત્તનાને અયોગ્ય તેમા જે અપવર્તનાને યોગ્ય હોય તે તો સોપક્રમી જ જાણવુ અને અપવર્તનાને અયોગ્ય તે સોપક્રમી ને નિરુપક્રમી એમ બે પ્રકારનુ જાણવુ ૨૧૬

કાળ જીવન જાણ તે મૃત્યુ અકાળે જે હુવે,
દલિક નિશ્ચય ભોગવે સ્થિતિ રસ વિકલ્પે અનુભવે,
યુગલિક મનુજ તિરિ દેવ નિરય છ માસ શેષે આયુએ,
પરભવતણુ આયુષ્ય બાધે જાણ તેમ મતાતરે ૨૧૭
વ્હેલામા વ્હેલા નિરય જીવ છ માસ શેષે જીવિને,
મોડામા મોડા અ તિમે અ તર્મુહૂર્ત્તે જીવિતે,
પરભવતણુ આયુષ્ય બાધે અભયદેવસૂરિ કહે,
પ ચમાગે ચઉદમે શતકે પ્રથમ ઉદ્દેશકે ૨૧૮.

નિરુપક્રમાયુ જીવ ત્રીજા ભાગમા નિજ આયુના,
પરભવાયુ બાધતા ઇમ આશયે પર સૂરિના,
છ માસ ગેષતણો નિયમ ના જાણિયે એ આશયે,
તત્ત્વ જાણે કેવળી એમ ભાવ ચોખ્ખા રાખિયે ૨૧૯

અર્થ --જીવનનો કાળ તે આયુ તેમા જે અકાળે-આયુ પૂરૂ થયા અગાઉ મત્યુ થાય તે અકાળમૃત્યુ કહેવાય તે જીવ કર્મના ફલિ ના બધા અનુભવે, સ્થિતિ ને રસ અનુભવે અથવા ન પણ અનુભવ એમા વિક ર સમજવા, કા ણ કે સ્થિતિ ન રસની અપવતના થઇ શકે છે

યુગલિ મનુષ્ય અને તિર્યંચ તમજ દેવતા ને નારકી છ માસ શેષ રહે ત્યારે પરભવનુ આયુષ્ય બાધે છે હવે તેમા પણ મતાતર છે તે કહે છે કે નારકીના જીવ બહેલામા હેનુ છ માસ આયુ શેષ રહે સતે ર ભવનુ આયુ બાધે છે અને મોડામા મોડા અતર્મુહૂર્ત શેષ રહે ત્યારે પરભવનુ આયુ બાધે છે, એમ શ્રી અભયદેવસૂરિ સાગમા અગ શ્રીભગવતી સૂત્રના ચૌદમા શતકના પ્રથમ ઉદ્દેશામા કહે છે નિરુપક્રમાયુ જીવ પોતાના આયુના ત્રીજા ભાગમા પરભવનુ આયુ બાધે છે આ પ્રમાણેના અન્ય સૂરિના આશયથી છ માસ શેષે નિરુપક્રમાયુ વાળા પરભવનુ આયુ બાધે એ નિયમ નથી નક્કી આ બાબતમા તત્ત્વ કેવળી જાણે એમ વિચારી ભાવને ચોખા રાખવા ૨૧૭-૨૧૯

હવે અબાધા સબધી સ્પષ્ટતા કરે છે —

પરભવાયુ બધ પછીનો ચાલતા આયુષ્યનો,
ભાગ પૂરો તે અબાધા બધ તેમ ઉદયતણો,

કાળ વચલો એ અબાધા અર્થભેદ નહિ જરી,
સ્થિતિના પ્રમાણે છે અબાધા યુક્તિ કહુ આગળ ખરી.

અર્થ —પરભવનુ આયુ બાધ્યા પછીનો ચાલના આયુષ્યનો શેષ રહેવો જેટલો કાળ આયુ પૂરુ વના સુધીનો હોય તેને અબાધા કાગ કહીએ બ ધ ને ઉદયનો જે વચલો કાળ ત અબાધા સમજવી એમા કાઈ અર્થભેદ નવી આ હકીકત આયુકર્મ માટે મમજવી બીજા સાત કર્મોના તો સ્થિતિના પ્રમાણમા અબાધા છ તની યુક્તિ બતાવુ છુ ૨૨૦

ક્રોડને ક્રોડે ગુણ તા હાય કોડાકોડી એ,
સાગરોપમની જ સાથે તેહને પણ જોડિયે,
સાગરોપમ કોડાકોડી જેટલી સ્થિતિ જેહની,
તેટલા સે વર્ષની જાણો અબાધા તેહની ૨૨૧

અર્થ —ક્રોડને ક્રોડે ગુણતા જે સખ્યા આવે તેને ક્રોડાક્રોડી કહીએ સાગરાપમની સાથે એ ક્રોડાક્રોડી શબ્દને જોડવો પછી જે કર્મની જેટલા ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ હોય તેટલા સો વર્ષની તેની અબાધા જાણવી ૨૨૧

હવે સ્થિતિ ને અબાધા દરેક કર્મને માટે બતાવે છે —

પ્રથમના બે કર્મની ને વેદની અ તરાયની,
જાણ કિઇ તીસ કોડાકોડી સાગરોપમ કાળની,
સિત્તેર કોડાકોડી સાગર જાણિયે સ્થિતિ મોહની,
ના તેટ[illegible]ની સિત્તેર મિથ્યા મોહની. ૨૨

વીસ કોડાકોડી સાગર નામની તિમ ગોત્રની,
તેત્રીસ સાગરની સ્થિતિ પ્રભુએ કહી આયુષ્યની,
તે ધ્યાન રાખીને અબાધા જાણવી સવિ કર્મની,
ત્રણ હજાર વરસતણી જિમ આદ્ય જ્ઞાનાવરણની ૨૨૩

અર્થ —પ્રથમના બે કર્મ ( જ્ઞાનાવરણ ને દર્શનાવરણ ) ની અને વ નીની તથા અંતરાયની-એ ચાર કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટી ત્રીશ કોડાકોડી સાગરોપમની જાણવી મોહની કર્મની સીત્તેર કોડાકોડી સાગરોપમની જાણવી, પણ તે ૨૮ પ્રકૃતિની નહીં, માત્ર એક મિથ્યાત્વ મોહનીની જ જાણવી નામકર્મ ને ગોત્રકર્મની વીસ કોડાકોડી સાગરોપમની જાણવી અને આયુ કર્મની તેત્રીસ સાગરોપમની જાણવી આ હકીકત ધ્યાનમા રાખીને સર્વ કર્મની અબાધા જાણવી, જેમ પહેલા જ્ઞાનાવરણની ( તેમ જ તેની સાથેના બીજા ત્રણ કર્મની ) અબાધા ત્રણ હજાર વર્ષની મિથ્યાત્વ મોહનીય કર્મની સાત હજાર વર્ષની અને નામ તથા ગોત્રની બે હજાર વર્ષની અબાધા સમજી લેવી આયુની પૂર્વે કહેલી છે ૨૨૨-૨૨૩

હવે શ્વાસોચ્છ્વાસ સબંધી સ્પષ્ટતા કરે છે —

આયુ પુદ્‌ગલ જેટલા બાંધ્યા જીવે બંધક્ષણે,
તેટલા જ પ્રમાણના સવિ પુદ્‌ગલોને અનુભવે,
તે કાળ શ્વાસોચ્છ્વાસનુ નિર્માણ જીવ કરતો નથી,
તિણ શ્વાસ ઉપરે જીવનનો આધાર એ સાચું નથી ૨૨૪

અર્થ —આયુકર્મના પુદ્‌ગલો આયુકર્મનો બંધ કરતા જેટલા જીવોએ બાંધ્યા હોય-ગ્રહણ કર્યા હોય તેટલા પ્રમાણના

બધા પુદ્ગળોને જીવ અનુબને ન કાજે શ્વાસોચ્છ્વાસનુ નિર્માણ જીવ કરતો જ નથી, તેથી શ્વાસોચ્છ્વાસ ઉપર જીવનનો આધાર છે એમ જે કહે છે તે સાચુ નથી ૨૨૪

સેકડો વર્ષોતણા આયુષ્યવાળા જીવડા,
અતર્મુહૂર્તે મરણ પામે શ્વાસ પૂર્ણ કર્યા વિના,
એગિંદ્રિ કેઈક જીવડા પર્યાપ્તિ ચોથી ન પૂરતા,
તોયે મરે તેથી જ આયુ શ્વાસ જુદા ભામતા ૨૨૫

અર્થ —સેકડો વર્ષોના આયુષ્યવાળા અર્થાત તેટલુ આયુષ્ય બાધેલા જીવો અતર્મુહૂર્તમા મરણ પામે છે તેઓ શ્વાસોચ્છ્વાસને પૂર્ણ કરતા નથી વળી કેટલાક અપર્યાપ્તા એકેદ્રિય જીવો ચોથી શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ પણ પૂરી કર્યા વિના જ મરણ પામે છે, તેથી શ્વાસ ને આયુ બને જુદા જ છે એમ ભાસે છે-સિદ્ધ થાય છે ૨૨૫

જીવનદોરી તૂટવામા હેતુ શ્વાસ ઉશ્વાસને,
દીધો પ્રભુએ જાણવા એ નિત્ય સુણ તત્ત્વાર્થને,
મરણ સમયે જેહ લેશ્યા વર્ત્તતી તેવા સ્થળે,
આ જીવ ઉપજે તેહથી લેશ્યા સ્વરૂપ પ્રભુ ઉચ્ચરે ૨૨૬

અર્થ —આ જીવનદોરી તુટવાના સાત કારણોમા શ્વાસ ઉસાસને કારણરૂપે પ્રભુએ કહેલ છે તે નિરતર તત્ત્વાર્થસૂત્ર સાભળીને જાણી લેજે

હવે મરણસમયે જેવી લેશ્યા વર્તતી હોય તેવી લેશ્યાવાળા સ્થળે આ જીવ ઉપજે છે તેથી લેશ્યાનુ સ્વરૂપ પ્રભુ કહે છે ૨૨૬

આયુના બધક્ષણે જેવી મતિ તેવી ગતિ,
અતસમયે જાણજે જેવી ગતિ તેવી મતિ;
આયુ બધન કાળ પ્રાયે પર્વતિથિઓ મવિ કહી,
પર્વતિથિ સકેતનો સુવિચાર કરજે ખબ અહીં ૨૨૭

અર્થ —આયુનો બધ કરતા જેવી મતિ હોય તેવી ગતિમા જીવ તય છે, અને અતસમયે જેવી ગતિમા જવાનુ હોય તેવી મતિ થાય છે એમ સમજજે

હવે આયુબધનો કાળ પ્રાયે સર્વ પર્વતિથિઓ હોય છે એમ કહેલ છે, તેવી પર્વતિથિઓનો પ્રગધ કરેલો છે એવા સકેતનો અહીં સારી રીતે હે જીવ ! તુ વિચાર કરજે અને, એના વિચાર કરીને પર્વતિથિઓએ સારી રીતે-વિશેષપણે ધર્મકરણી કરજે કે જેથી સારી ગતિનો બધ પડે ૨૨૭

હવે અતસમયે જેવી ગતિ થવાની હોય તવી મતિ થાય તે ઉપર કૃષ્ણ વાસુદેવનુ દૃષ્ટાત કહે છે —

કૃષ્ણ વાસુદેવને અત્ય ક્ષણે ગતિના સમી,
લેશ્યા થઇ નરકે ગયા અત્યત ક્રોધે ધમધમી,
નારીર ઉપરે ધૂળ ચોટે જેમ ચીકાશો કરી,
જીન સાથે કર્મ ચોટે તેમ લેશ્યાએ કરી ૨૨૮

અર્થ —કૃષ્ણ વાસુદેવને મરણ વખતે ગતિ સમાન મતિ થઇ હતી, તેથી જ કૃષ્ણલેશ્યા થવાથી ક્રોધે ધમધમીને તેઓ નરકે ગયા છે શરીરની ઉપર જેમ ચીકાશના યોગે ધૂળ ચોટે છે તમ આત્માની ઉપર લેશ્યાની ચીકાશને યોગે કર્મ ચોટે છે ૨૨૮

હવે લેશ્યાઓના નામ વિગેરે કહે છે —

કૃષ્ણ નીલ કાપોત તેજો પદ્મ લેશ્યા જાણિયે,
શુક્લ લેશ્યા ભેદ ષટ લેશ્યાતણા અવધારિયે,
જંબૂફળ ખાનારનુ તિમ ગામને લુંટનારનુ,
દષ્ટાંત સુણ સંક્ષેપમા શ્રુત સ્થાન છે વિસ્તારનુ ૨૨૯

અર્થ —કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુક્લ-આ છ લેશ્યાઓના નામો જાણવા તેની ઉપર જંબૂવૃક્ષના ફળ ખાનાર છ જણાનુ ને ગામને લુંટવા જનાર છ જણાનુ દષ્ટાંત છે તે અહીં સંક્ષેપમા કહ્યુ છે વિસ્તારથી જાણવાનુ સાધન તો બીજા અનેક શાસ્ત્રો છે ૨૨૯

હવે તેમાથી પ્રથમ જંબૂવૃક્ષના ફળ ખાનારનુ દષ્ટાંત કહે છે —

ટોચ શાખાની નમેલી જેહના પાકા ફળો,
જેમા ભરેલા ખૂબ છે તે જંબૂતરુ સોહે નીલો,
છ પુરુષ જોઈ પકવ જંબૂ ચાહતા આરોગવા,
કેમ ખાવા ? એ પ્રસંગે પ્રથમ લાગ્યો બોલવા ૨૩૦

ઉપર ચઢતા મરણ હોવે મૂળમાથી છેદીને,
ઝાડ નીચે પાડીને તે ખાઇએ ફળ આપણે,
ડાળીઓ મોટી જ છેદો એમ બીજો નર કહે,
ડાળીઓ નાની જ છેદો એમ ત્રીજો નર કહે ૨૩૧

સર્વ ગુચ્છા તોડિયે એવુ જ ચોથો નર કહે,
સર્વ ફળને તોડિયે એવુ જ પચમ નર કહે;
નીચે પડેલા જાબૂ ખાઇએ એમ છઠ્ઠો નર કહે,
ભાવ હલકા આદ્ય ત્રણના અત્ય ત્રણ શુભ જિન કહે

અર્થ —ફળના ભારથી જેની શાખાઓ નમેલી છે, જેની ઉપર પાકા ફળો ભરપૂર છે એવો એક તોહામણો જાબૂવૃક્ષ છે તેને જોઇને છ પુરુષો તેના ફળો ખાવાની ઇચ્છાવાળા થયા હવે તે ફળ કેમ ખાવા? તેના મનમા એક બોલ્યો કે-'વૃક્ષ ઉપર ચડવાથી તો પડી જવાનો ને મરણ પામવાનો ભય રહે તવુ છે તેથી વૃક્ષને મૂળમાથી ઉખેડી નાખી પાડી દઇને પછી તેના ફળો ખાઇએ' ત્યારે બીજો બોલ્યો કે-તેની મોટી મોટી શાખાઓ જ છેદીએ, ત્રીજો બોલ્યો કે-નાની નાની શાખાઓ છેદીએ, ચોથો બોલ્યો કે-મોટા મોટા ફળના ભરેલા ગુચ્છાઓ છે તે તોડીએ, ત્યારે પાચમો બોલ્યો કે-ફળો જ તોડી તોડીને ખાઇએ કારણ કે વૃક્ષ નમેલુ હોવાથી આપણો હાથ ત્યા પહોચે તેમ છે, તે સાભળી છઠ્ઠો બોલ્યો કે-આ જમીન ઉપર પુષ્કળ જાબુઓ પડ્યા છે તે જ ખાઇએ-કાઇપણ તોડવાનું શુ કામ છે? આ છ મનુષ્યની લેશ્યાઓમા પહેલી ત્રણ હલકી-અશુભ છે અને પછીની ત્રણ શુભ છે એમ શ્રી જિનેશ્વરોએ સિદ્ધાતમા કહ્યુ છે ૨૩૦-૨૩૨

હવે આ દૃષ્ટાંત લેશ્યા સાથે કેમ ઘટાવવુ? તે કહે છે—

દૃષ્ટાત એમ વટાડવુ જે મૂળથી તરુ છેદવો,
ઇમ કહે તે કૃષ્ણલેશ્યાવત પુરુષ પિછાણવો,

ડાળ મોટી છેદવાનુ જે કહે તે પુરુષને,
નીલલેશ્યાવંત જાણો છેદ નાની ડાળને ૨૩૩

એમ જે બોલે મનુજ કાપોતલેશ્યાવંત એ,
તોડ ગુચ્છા એમ વદતો પીતલેશ્યાવંત એ,
તોડ ફળને એમ વદતો પદ્મલેશ્યાવંત એ,
પતિત ફળ ખાવા કહે જે શુક્લલેશ્યાવંત એ ૨૩૪

અર્થ —આ દૃષ્ટાન્તને આ પ્રમાણે ઘટાવવુ મૂળથી [illegible]ો છેદવાનુ કહેનારને કૃષ્ણલેશ્યાવાળો પુરુષ જાણવો, મોટી [illegible] છેદવાનુ કહેનાર પુરુષને નીલલેશ્યાવાળો જાણવો, નાની [illegible] છેદવાનુ કહેનારને કાપોતલેશ્યાવાળો જાણવો, ગુચ્છા તોડ કહેનારને તેજોલેશ્યાવાળો જાણવો, ફળ તોડીને ખાવાનુ [illegible]નારને પદ્મલેશ્યાવાળો જાણવો અને પડેલા ફળો ખાવાનુ [illegible]નારને શુક્લલેશ્યાવાળો જાણવો. ૨૩૦-૨૩૪

હવે ગામ લૂટવા જનાર છ ચોરનુ બીજુ દૃષ્ટાન્ત કહે છે -

ષટ્ ચોર લુંટવા ગામને નિજ નિજ ઘરેથી નીકળે,
માર્ગ માંહે એક બોલે સર્વ નર પશુ મારિયે,
બીજો મનુજને માત્ર ત્રીજો પુરુષને મારવા,
બોલે જ ચોથો એમ અંગ હથિયારવાળા મારવા ૨૩૫

લડનાર નરને માત્ર પ[illegible] ઇમ ઉચ્ચરે;
માર્યા વગર ધનને જ [illegible] ઉચ્ચરે,

હવે તેજોલેશ્યાવાળાના લક્ષણ કહે છે —

દક્ષ મવર સેવતા કરુણા સરલતા રાખતા,
દાન શીલ સંતોષ વિદ્યા ધર્મરુચિ જે ધારતા,
પાપ સાધન છોડતા ઉત્તમ ક્ષમા ગુણ ધારતા,
લેશ્યા ચતુર્થી તેહની જે વર વિવેકે રાજતા ૨૪૦

અર્થ —દક્ષ-ડાહ્યા, મવ ને સેવનારા, કરુણા ને સરલતા રાખનારા, દાન, શીલ, સંતોષ, વિદ્યા અને ધર્મરુચિને ધારણ કરનારા, પાપના સાધનોને તજી દેનારા, ઉત્તમ ક્ષમાગુણને ધારણ કરનારા અને શ્રેષ્ઠ વિવેકવડે શોભતા હોય તેને ચોથી તેજોલેશ્યાવાળા જાણવા ૨૪૦

હવે પદ્મલેશ્યાવાળાના લક્ષણ કહે છે —

થિર દયાલુ દેવપૂજા વ્રત ધરે દાનેશ્વરી,
ધૈર્ય પાવન હર્ષને ધારે કુશળ બુદ્ધિ ખરી;
જે ક્ષમા ગુણ ધારતો સેવે કદી ના માનને,
એ ગુણોથી જાણ તુ તે પદ્મલેશ્યાવંતને ૨૪૧

અર્થ —સ્થિરતાવાળા, દયાળુ હૃદયવાળા, દેવપૂજા કરનારા, વ્રતને અંગીકાર કરનારા, દાનેશ્વરી, ધૈર્યતાવાળા, પવિત્ર મનવાળા, હર્ષિત ચિત્તવાળા, કુશળ બુદ્ધિવાળા, ક્ષમાગુણને ધરનારા, અભિમાન તો કદી પણ નહીં કરનારા—એવા ગુણોવડે તું તે જીવ પદ્મલેશ્યાવાળા છે એમ જાણજે ૨૪૧

હવે શુકલલેશ્યાવાળાના લક્ષણ કહે છે —

ધર્મબુદ્ધિ અપક્ષપાતી જે ન સેવે પાપને,
શોક નિદ્રાને તજે પરમાત્મભાવે સ્વરૂપને,
પામેલ મૂળથી સંહરીને બંધ રાગ-દ્વેષને,
એ ગુણોથી જાણ તું તે શુક્લલેશ્યાવંતને ૨૪૨

અર્થ —ધર્મબુદ્ધિવાળા, અપક્ષપાતી-કોઈને પક્ષપાત નહીં કરનારા, પાપકાર્યને નહીં સેવનારા, શોક કે નિદ્રા નહીં કરનારા-તેને તજનારા, પરમાત્મભાવના સ્વરૂપને પામેલા-સમજેલા, રાગદ્વેષના બંધને જેણે મૂળથી જ સંહરેલા છે એવા-એ ગુણવાળાને શુક્લલેશ્યાવાળા જાણવા ૨૪૨

હવે કઈ લેશ્યાવાળો જીવ કઈ ગતિને પામે તે કહે છે—

કૃષ્ણ લેશ્યા નરકને તિમ નીલ થાવર ભાવને,
તિર્યંચપણું કાપોત લેશ્યા પીત મનુજ સ્વરૂપને,
પદ્મ લેશ્યા સુરપણું ને શુકલ લેશ્યા મુક્તિને,
અશુભ લેશ્યા દૂર છોડી શુદ્ધ લેશ્યા રાખીએ ૨૪૩

કર્મના કારણતણી ઊંડી સમજ દિલ રાખીને,
નિત્યે ઉપક્રમથી બચીને શુદ્ધ લેશ્યા ધારીને,
અમૃત અનુષ્ઠાને કરી જિન ધર્મ સાત્ત્વિક સાધના,
હે જીવ ! મુક્તિ પામવાની એ ખરી આરાધના ૨૪૪

અર્થ —કૃષ્ણલેશ્યા નરકગતિ આપે છે, નીલલેશ્યા સ્થાવરપણું આપે છે, કાપોતલેશ્યા તિર્યંચગતિમાં લઈ જાય છે, પીત અથવા તેજોલેશ્યા મનુષ્યપણું પમાડે છે, પદ્મલેશ્યા દેવગતિ

આપે છે અને શુક્લલેશ્યા મુક્તિ આપે છે-મોક્ષમા પહોંચાડે છે, માટે હે ભવ્યો ! તમે અશુભ ત્રણ લેશ્યા તજી દઈને શુભ ત્રણ લેશ્યાનો આદર કરો અને કર્મબંધના કારણો જે ઉપર બતાવ્યા છે તેની સમજણ ઉંડી ગ્રીન અંતઃકરણમા રાખીને, આયુના ઉપક્રમના નિમિત્તોથી ડગીને, શુભલેશ્યાઓ ધારણ કરીને અમૃતાનુષ્ઠાનવડે જિન ધર્મની સાત્વિક આરાધના કરો કે જેથી હે જીવ ! તમે મુક્તિસુખને પામો, કારણ કે મુક્તિસુખ પાળવાની સાચી આરાધના તેજ છે કે જે વિગત સાથે ઉપર બતાવેલી છે ૨૪૩-૨૪૪

આકાશ નિધિ નવ ઈંદુ(૧૯૯૦)વરસે રાજનગરે હોંશથી
કેવળ દિને ગૌતમતણા ગુરુ નેમિસૂરિપસાયથી,
સંવેગમાલા વિરચતા ઉવજ્ઝાય પદ્મવિજય ગણિ,
કહે ઠવા શ્રીસંઘ પામે આત્મ સંપત્તિ ઘણી ૨૪૫

અર્થ —શ્રી રાજનગર( અમદાવાદ )મા સં ૧૯૯૦ ના વર્ષમા શ્રી ગૌતમસ્વામીના કેવળજ્ઞાનના દિવસે ( કાર્તિક શુદિ ૧ મે ) શ્રી વિજયનેમિસૂરિની કૃપાથી ઉપાધ્યાય શ્રી પદ્મવિજય ગણિએ આ સંવેગમાળા રચીને શ્રી સંઘના કંઠમા સ્થાપન કરી છે કે જેના યોગે શ્રી સંઘ શ્રેષ્ઠ એવી આત્મસંપત્તિને પ્રાપ્ત કરે ૨૪૫

ઈતિશ્રી ઉપાધ્યાયજી (હાલ આચાર્યશ્રી)
વિજયપદ્મસૂરિ વિરચિત સંવેગમાળા
કાવ્ય-સાર્થ સંપૂર્ણ